શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

---

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ २८

# वल्लभकृत
# युधिष्ठिरवृकोदरसंवादाख्यान.

---

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

---

વડોદરા.
સંવત્ ૧૯૪૭–૪૮. સન ૧૮૯૧–૯૨.
કીમત રૂ. ૦–૧૨–૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

**Sena Khaskhel Samsher Bahadur**
**Baroda.**

# PRACHIN KAVYA MALA,

*or*

Old Gujarati Poetical Series,

VOL XXVIII.

POET VALLABH'S

# YUDHISHTHIR VRIKODAR SAMVADAKHYAN.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála
and
Nathashankar Pujashankar Shastri.

A. D. 1891-92.
Price Re. 0-12-0

# પ્રસ્તાવના.

---

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્તા પોતાની પ્રજાનુ અનેક પ્રકારે કલ્યાણ કરવુ એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિપદનુ સાર્થક થવુ માને છે તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે વસુંધરા( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમા અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમા ધારણ થયેલ વસુ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમા ભગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે, નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીના સાધન નિર્માણ કરે છે, તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રથવૃદ્ધિ આદિ મનની સુખશાન્તિના સાધન આપે છે ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનુ પાલન તથા હિત કરવુ એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનુ રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઈ તે અક્ષય કીર્તિને પામે છે એ આદિ અનુભવસિદ્ધ થયેના પ્રમાણિક સિદ્ધાન્તો છે

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમા આણી પ્રજાનુ કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાપ્રતકાળમા સર્વ સ્થળે પ્રશસનીય ગણાતા દૃષ્ટાતરૂપ થઇ પડ્યા છે

શ્રીમત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામા રજુ કરવામા આવી હતી તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યના થઇ ગયેના ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રથો પ્રસિદ્ધિમા આવે તેવી યોજના રાજ્યાશ્રયથી થાય તો સાર

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામના ગૂજરાતી કવિતાના પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂક્યો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઈ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ, બોઝોભક્ત, ધીરોભગત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાયછે. રાધાબાઇ તથા દીવાળીબાઇ નામની બે સ્ત્રીકવિઓની કવિતા પણ મળી આવી છે, અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેના ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતા ત્રણ વર્ષ લાગશે એમ અજમાશ થઇ છે એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ ૧૨૦૦૦ ) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શક્શે આ ઉદાર અનુગ્રહથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહુશે નહિ

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે —

Poetry is itself a thing of God,
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power

BAILEY

કવિતા સ્વત ઇશ્વરની એક વસ્તુ છે ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે, અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમા અને શક્તિમા ઇશ્વિર પેઠે થઈએ છીએ

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે —

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કર્ષ આપ્યા છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનત પ્રશસા હો, જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના સ્વચ્છ અને આનદના ઉત્તરાધિકારી કર્યા છે

આપણા દેશમા તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશસા કરવામા આવે છે

સ્વદેશમાના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્ત્તિસ્તભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનુ કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમા કહ્યુ છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા, અને તેથી સર્વ પ્રજાના સુખભોગમા વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે

કવિના દ્રવતા અ ત ઃકરણમા ઉત્પન્ન થઈ સહૃદયજનોના અ ત ઃકરણમા પ્રવેશી ત્યા વસી સુખાન દ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશસનીય અને પુણ્યપ્રદ છે બાળકથી વૃદ્ધ—રકથી શ્રીમાન્ સુધી સર્વને દ ખમા વિશ્રામસ્થાન અને સુખનો અધિક કરનાર કવિતા એ [illegible] સાધન છે એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણુસાર શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાનું એક સુચિન્હ છે

વડોદરા રાજયમા થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સભાળથી પ્રસિદ્ધિમા લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામા આવી છે

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઇ

## મેમ્બરો.

રાવબહાદુર અબાલાલ સાકરલાલ એમ એ, એલ એલ બી
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ એમ એ, એલ એલ બી
રાવસાહેબ પીતાબરભાઇ જેઠાભાઈ
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ

દરેક ગ્રથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સભાળ નીચે શાસ્ત્રી નાથાશકર પૂજાશકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણુસનાથી ચનાવવામા આવ્યુ છે પુસ્તકો સબધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે કમિટિમાથી કોઇનુ ખાનગી હિત કે સ્વાર્થ આ સબધમા ન છતા માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધુ છે

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશકરની પ્રશસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથ્થો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમા લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ફળ પામે આશા છે

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને કચ્છ, કઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ગ્રંથવિવેચન.



વલ્લભ કવિના દુઃશાસનરૂધિરપાનાખ્યાન, યક્ષપ્રશ્નોત્તર અને કુંતી-પ્રસન્નાખ્યાન, એ ગ્રંથો જેમણે જોયા હશે તે વલ્લભની વર્ણન કરવાની અને રસ જમાવવાની શક્તિ વિષે જાણીતા હશે; પાછળના તેના ગ્રથોના વિવેચન કરતાં બતાવવામાં આવ્યું છે કે વલ્લભે શૃંગાર, હાસ્ય, કરૂણા, વગેરે નવ રસના ગ્રંથો લખવાની પ્રતિજ્ઞા કરી હતી, અને તે તેણે આશ્ચર્યકારક રીતે પૂરી પણ કરીછે. આખા એક ગ્રથમા બીજા રસોનો સેળભેળ ન કરતાં એકજ રસ પ્રધાનપણે વર્ણવવો, એ કામ સહેલું નથી. આજ સુધી પ્રત્યેક રસ ઉપર સ્વતંત્ર ને મોટું પુસ્તક કોઇ કવિએ બનાવ્યું હોય એમ જાણવામાં નથી. અમુક કવિ અમુક રસ વર્ણવવાથી પ્રખ્યાતિ પામ્યા છે, પરંતુ બધા રસ સારી રીતે વર્ણવી શકે એવા મહાકવિઓ થોડાજ હોયછે.

વલ્લભ, એના પિતા મહાકવિ પ્રેમાનંદની પેઠે અસાધારણ શક્તિવાળો ફક્કડ કવિ હોવાથી તે પોતાની પ્રતિજ્ઞા મનમાનતી રીતે પૂરી કરી શક્યો છે. દુઃશાસનરૂધિરપાનાખ્યાનમાં તેણે જેમ વીરરસ વર્ણવ્યો છે, યક્ષપ્રશ્નોત્તરમાં જેમ કરૂણ રસ વર્ણવ્યો છે, અને કુંતીપ્રસન્નાખ્યાનમાં જેમ અદ્ભુત રસ વર્ણવ્યોછે, તેમ આ ગ્રંથમાં તેણે રૌદ્રરસ વર્ણવ્યો છે. આ ગ્રથમાં રૌદ્રરસ કેવી રીતે અને ક્યાં ક્યાં વર્ણાયો છે, તથા તે રસ જમાવવાને તેણે કેવા કેવા પ્રસંગ વર્ણવ્યા છે, તે કહેતા પહેલા આ ગ્રંથમાં તેણે કયો વિષય વર્ણવ્યો છે તે કહેવું વધારે અનુકૂળ પડશે.

પુરાતનકાળથી ગ્રંથકારોનો એક સામાન્ય સંપ્રદાય છે કે ગ્રંથારંભે મંગળાચરણ કરવુ. વલ્લભ કોઇ વિલક્ષણ વિચારનો સ્વતંત્ર ગ્રથકાર હોવાથી તે મંગળાચરણ પણ કોઇ વિલક્ષણ પ્રકારથીજ કરે છે. મંગળાચરણ ત્રણ પ્રકારનું થઇ શકે છે: ( ૧ ) નમસ્કારાત્મક, ( ૨ ) આશિર્વાદાત્મક, અને ( ૩ ) વસ્તુનિર્દેશાત્મક. ગુરૂ, પૂજ્ય કે ઇષ્ટદેવને નમસ્કાર કરવો તે નમસ્કારાત્મક મંગળ કહેવાય છે; ગ્રંથના શ્રોતાઓને આશિર્વાદ આપવો તે આશિ-

વેદાત્મક મંગળ કહેવાય છે; અને નમસ્કાર ન કરતાં ઇશ્વરનું અથવા કોઇ પણ મંગળસૂચક વસ્તુનું કથન કરવુ તે વસ્તુનિર્દેશાત્મક મગળ કહેવાય છે.

આ ગ્રંથમાં કવિ પોતાના પિતા અને ગુરૂ પ્રેમાનંદને આઠ અક્ષરના અનુષ્ટુપ્‌ના એક ચરણથી નમસ્કાર કરેછે. જેમ " प्रेमानंद नमस्तुभ्यम्. " અને તે પછી ઓગણીસ મનહરથી ગૂજરાતી ભાષાની પ્રશંસા રૂપ મંગળ કરે છે; કેમકે ભાષા અથવા વાણીની દેવતા સરસ્વતી હોવાથી ભાષાનુ કથન કરવું એ સરસ્વતીના કથનતુલ્ય છે, માટે તે વસ્તુનિર્દેશાત્મક મગળાચરણ કહેવાય છે.

આ મંગળાચરણમાં આવો પ્રસંગ આણ્યો છેઃ એક હિંદુસ્તાની પુરૂષ જે એમ કહેતો હતો કે " શું શાં પેસે ચાર " અર્થાત્ ગૂજરાતી ભાષા હિંદી વગેરે ભાષાઓના પ્રમાણમાં ઉતરતી છે. તેની સાથે વાદ કરીને પ્રેમાનંદે સાબિત કર્યું કે ગૂજરાતી ભાષા સર્વોત્તમ છે આ સાબિત કરવાને પ્રેમાનંદે જે પ્રમાણ આપ્યાં છે, તે પણ ચમત્કારિક છે; તે બધાં અહીં લખવાથી વિસ્તાર થાય માટે ગ્રંથમાના મનહર ૧૦ થી ૧૭ સુધીના જોવા. ગૂજરાતી ભાષાની પ્રશંસા કરતાં તે લખે છે કેઃ—

" કોમળતા કમળથી, અધિક દેખાય જેમાં
મધુસુધા મિષ્ટપણે, હારી હારી જાય છે,
અમલતા એના જેવી, નથી કોઈ ભાષા અધ્ય,
પ્રાચીનપણું તો જેનું, મોટેરું મનાય છે;
નવ રસની નાયકા, સુખદાયકા છે સિદ્ધ,
જાણે નહિ તેહ એના, ખોટા ગુણ ગાય છે;
કર્ડકણાપણું કે'છે, નથી એના માંહી રજ,
વીરગ્રંથ ભાળ્યા નહિ, ખત્તા તેણે ખાય છે. ઇત્યાદિ "

ઉપર જે ગૂજરાતી ભાષાનાં વખાણ કર્યાં છે. તે વિચારી જોતાં દરેક ભાષાના વિદ્વાનને જણાઇ આવશે કે મહાકવિ પ્રેમાનંદ અને તેના શિષ્ય વલ્લભ વગેરે ભાષાના અભ્યાસમાં કેટલા ઊંડા ઊતર્યા હતા ! ગૂજરાતી ભાષાની કોમળતા અને મધુરતા, જાણવાને જોઇતી રસજ્ઞતા ભાષાના અત્યંત પરિચય વિના તથા તેને બીજી ભાષાઓ સાથે સરખાવ્યા વિના જાણી

શકાય નહિ; પણ વલ્લભ વગેરે જે કવિ તે જાણતા હતા, તે આપણને શું સૂચવે છે? તેમની ઘણી ભાષાઓની માહિતી તથા તેમનો ઘણા દિવસનો ભાષાનો ગાઢો અભ્યાસ એજ કે બીજું કાંઇ? ગૂજરાતી ભાષાની નિર્મળતા અને પ્રાચીનતા તેઓ જાણતા હતા, તે ઉપરથી એમ પણ માલમ પડેછે કે તેઓ પ્રાકૃત ભાષાનાં વ્યાકરણોથી તથા ઉત્સર્ગના નિયમોથી પૂરતા માહિતગાર હતા! ગૂજરાતી ભાષાને આ કવિઓ જે મહત્તા આપે છે તથા તેને ફક્ત સંસ્કૃતથીંજ ઉતરતી પદ્વીની ગણે છે, તે તેમણે આ ભાષામાં નવે રસના ગ્રંથો ( કાવ્યો ) અને નાટકો લખીને સિદ્ધ પણ કરી આપ્યું છે. આ જાણીને કયા ગુર્જરને હર્ષ નહિ થાય!

મંગળાચરણ વર્ણવતા કવિએ બીજી ખૂબી એ કરી છે કે તેમાં પ્રેમાનંદનો અને છેવટે કવિએ પોતાનો ક્રોધ વર્ણીને આ ગ્રંથમાં વર્ણવવાના રૈદ્રરસની મંગળાચરણમાંજ સૂચના કરી છે. બધા સારા કવિઓ પોતાનાં કાવ્યોમાં અને વિશેષે કરીને નાટકોમા જે મંગળાચરણ કરે છે તેમાં ગ્રંથના મુખ્ય વિષયનું સૂચન કરેછે. એ જો કે કવિસંપ્રદાય કે સાહિત્યશાસ્ત્રનો નિયમ નથી, તથાપિ અમુક ઉત્તમ કવિઓની ચતુરાઇ છે!

મંગળાચરણ કરી રહ્યા પછી ઇંદ્રપ્રસ્થમાં યુધિષ્ઠિર રાજ્ય કરતા હતા ત્યાંથી કથાની શરૂઆત કરેછે. સુખનો પડછો બતાવવાથી દુઃખ દીસી આવેછે માટે પ્રથમ તેમનો વૈભવ વખાણ્યોછે. અને ગ્રંથમા આગળ ઉપર ભીમ જે વચન યુધિષ્ઠિરને કહેશે તે બધા ઘટિત છે એમ ઠરાવવાને તેમનો રાજસૂયનો ઠાઠમાઠ તથા તેમનું પરાક્રમ વર્ણ્યું છે. અહીં શિશુપાળ કૃષ્ણની નિંદા કરેછે તે નિમિત્તથી ભીમનો ક્રોધ વર્ણવીને રૈદ્રરસ વર્ણ્યો છે.

બીજો પ્રસંગ મયનિર્મિત સભામાં દુર્યોધનની ફજેતી થઇ તેથી અમર્ષિત થઇ દુર્યોધને કપટદ્યૂતમાં યુધિષ્ઠિરને બોલાવ્યા તે વિષે છે આ દ્યૂતમાં યુધિષ્ઠિર હાર્યા અને દ્રૈપદીનાં વસ્ત્ર ખેંચાયાં, એ વગેરે પ્રસગમાભીમનો ક્રોધ વર્ણી રૈદ્રરસ પ્રકટ કર્યો છે.

યુધિષ્ઠિર વગેરેનુ વનમા જવું તથા ત્યાં તેમના સગા સ્નેહીઓએ આવીને યુધિષ્ઠિરને યુદ્ધ કરવાનો ઉપદેશ કર્યો, તથાપિ યુધિષ્ઠિર કેવળ ધર્મને અર્થે તે માનતા નથી એ ત્રીજો પ્રસંગ છે. એમાં પણ અનુક્રમે જે જે પુરૂષો યુધિષ્ઠિરને ઉપદેશ કરે છે તે તે પુરૂષો કૌરવો પ્રતિ પોતાનો ક્રોધ દર્શાવે છે, અને એવી રીતે કવિએ રૈદ્રરસનો પ્રવાહ, અખંડિત રાખ્યો છે.

તે પછી દ્રૌપદી અને યુધિષ્ઠિરનો સંવાદ વર્ણવ્યોછે રાજનીતિમા કુશળ એવી દ્રૌપદીનુ પાત્ર ચીતરવામાં કવિએ કશી ખામી રાખી નથી। દ્રૌપદી પ્રથમ સામદામાદિ ઉપાયની વાતો કહીને જ્યારે યુધિષ્ઠિરને ડગાવી શકતી નથી ત્યારે તે કહેછે કે,—

" દયાળુ થવું હતુ જો, તો થયા શે ભૂપ મોટા ?
વિચારીને વાત જુઓ, સર્વ તો સાક્ષાત છે;
ધર્મ જ્યારે ધારવો'તો, તો તજ્યુ કૌશિકે રાજ્ય,
રાજ થઈ દ્વિજધર્મ, ધાર્યે પૂરો પાત છે;
ઉભયભ્રષ્ટતા આ તો, કેમ નવ આવે મન,
ધર્મધર તમો માટ, દુઃખી આ સૌ ગાત છે;
અધર્મી થવાનુ કહી, આપ્તવર્ગ આવો વદે,
જાણવુ ન એ જરૂર, દીનતામાં ઘાત છે ! "

વળી—

" જો સ્વભાવ શાંત હતો, તો તો ઇંદ્રપ્રસ્થ એક,
જે મળ્યું હતું તે સ્વામી! લેઈ સુખી થાવું'તું;
કહો એમ કર્યું પ્રભુ ! શાથી નવ તેમ કર્યું ?
રાજસૂય આરંભીને, પાપમાં શે જાવું'તું ?
ક્ષત્રી કુળધર્મ ધર્યો, માટે કર્યાં કૂડાં કષ્ટ,
થયા હોત તપસી જો, કૂડું ક્યાં ત્યાં ગાવું'તું ?
દુર્યોધન મારત ન, સાધુ લખી ડારત ન,
શાંત મુદ્રા શારત ન, કષ્ટ સેવું આવું'તું ! "

ભીમ વગેરેના શસ્ત્રપ્રહાર થાય તે કરતાં આ રાજપત્ની દ્રૌપદીનાં દેખાતાં કોમળ પણ અર્થમાં કઠોર વચન યુધિષ્ઠિરના મર્મને ભેદવામા પાછળ પડે એવાં નથી, તથા તે ઉપરથી દ્રૌપદીનો ક્રોધ પણ સ્પષ્ટપણે પ્રતીત થયા વિના રહે એમ નથી. અહીં પણ કવિએ રૌદ્રરસની ધારાજ અખંડિત રાખી છે દ્રોપદીના વચનોમાં રૌદ્રરસ, તેના ભાવ, અનુભાવ અને ઉદ્દીપનવિભાવ સહિત જોવો હોય તો જુઓ આ એક વધારે ઉદાહરણ આપ્યુ છે.

" ચક્ષને ચઢાવી કરી, કરાંગુલિને હલાવી,
શીર્ષને ધુણાવી અતિ, વામા વદી વેણુ ત્યાં;
એકચક્રાપુરે રહ્યા, દ્વિજકેરૂં રૂપ ધારી,
બ્રાહ્મણીએ પૂછ્યું જ્યારે, વદ્યા ખોટું મેણુ ત્યાં!
અમો છું દ્વિજની જાત, એ તે સત્ય ઠરે કેમ?
એમ તો વિચાર કરો, શાથી ઢળ્યાં નેણ ત્યાં?
વાર વાર પૂછી મેં તો, જાત ભાત ભાવ આણી,
ઉત્તર ન આપ્યો કદી, થયા દુઃખદેણુ ત્યાં. "

આમાં આંખો ચઢાવવી, હાથની આંગળી હલાવવી, માથું ધુણાવવું, એ રૌદ્રરસના અનુભાવ છે; દ્રૌપદીનો ક્રોધ એ સ્થાયિભાવ છે; યુધિષ્ઠિર એ આલંબનવિભાવ છે; યુધિષ્ઠિરનાં કૃત્ય જે વર્ણવ્યાં છે તે ઉદ્દીપનવિભાવ છે; અને એ સૌથી રૌદ્રરસ પ્રકટ થયો છે.

આ પછી બાકીનો ગ્રંથ પૂરો થતા સુધીનો પ્રસંગ ભીમ અને યુધિષ્ઠિરસંવાદનો છે. એમાં પ્રથમ ભીમનો દુર્યોધન પ્રત્યેનો ક્રોધ વર્ણી રૌદ્રરસ પ્રકટાવ્યો છે અને છેવટના ભાગમાં યુધિષ્ઠિર પ્રતિ ક્રોધ વર્ણી રૌદ્ર ઉપજાવ્યો છે. છેવટે વ્યાસમહાત્માના આગમનથી ભીમનો ક્રોધ શાંત થાય છે વગેરે કથા ટુંકામાં પતાવી ગ્રંથ પૂરો કર્યો છે.

આ ગ્રંથમાં ગમે તે છંદ કાઢી જુઓઃ તેમાં રૌદ્રરસ વિના બીજું કાંઇ દેખાશેજ નહિ. કોઇ પણ કાવ્યમાં રસવર્ણના બે પ્રકારે હોઇ શકે છેઃ એક એક પદ્યમાં રસનાં અંગ વર્ણવીને આખા પ્રસંગમાં અમુક રસ ઉત્પન્ન કર્યો હોય તે એક પ્રકારઃ એને પ્રબંધગત રસ કહે છે. અને પ્રત્યેક પદ્યમાં રસના સંપૂર્ણ અંગ વર્ણવીને અમુક રસ ઉપજાવ્યો હોય તે બીજો પ્રકાર. આ ગ્રંથમાં બન્ને પ્રકાર દૃષ્ટિએ આવે છે. પણ તે બતાવતા પેહેલા રૌદ્રરસનાં અંગ કયાં છે તે કહીએછીએ.

રૌદ્રરસનો સ્થાયિભાવ ક્રોધ છે; શત્રુ એ આલંબનવિભાવ છે, કેમકે શત્રુને અવલબીને ક્રોધ ઉત્પન્ન થાય છે; શત્રુની ચેષ્ટાઓ ઉદ્દીપનવિભાવ છેઃ જેમકે મુક્કીઓ મારવી, પાડી નાખવું, 'વિરૂપ કરવું', શરીર છેદવું, ફાડવું, સંગ્રામ કરવો, ગભરાટ ઉપજાવવો, વગેરે. શત્રુની એવી ચેષ્ટાઓ જોઇને ક્રોધ વિશેષ પ્રકટે છે, માટે તેને ક્રોધનુ ઉદ્દીપ્ન કરનારા વિભાવ ગણેલા છે. ક્રોધ

ઉપજવાથી તેની જે ચેષ્ટાઓ બહાર દેખાઈ આવે છે તેને અનુભાવ કહેછે, જેમકે, ભમર ચઢાવવી, ઓઠ કરડવા, બાહુ થાબડના, મોઢેથી તિરસ્કાર કરવો, પોતાની બડાઇ બોલવી, હથિયાર ફેરવવા અને ફેંકવા, મેહેણા મારના, નિર્દયતા બતાવવી,એ રૌદ્રરસના અનુભાવ છે ઉગ્રપણુ, વેગ, રૂવા ઊભા થવા, પરસેવો થવો, કપવુ, મદ થવા, મોહ ઉપજવો, અમર્ષ જણાવવો, ઇત્યાદિ વ્યભિચારી કે સચારીભાવ છે

આ ગ્રંથમા ઉપર કહેલા રૌદ્રરસના સ્વરૂપનુ જ્યા જ્યા દર્શન થાય ત્યા ત્યા કવિએ રૌદ્રરસ પ્રકટાવ્યો છે એ તો સેહેજ જણાય એવુ છે, પણ સામટો ગ્રથ લેઇને જોશો તોપણ જણાશે કે ભીમ, દ્રૌપદી, વગેરેના ક્રોધ એમા સ્થાયિભાવ રૂપે વર્ણાયો છે, દુર્યોધન વગેરે કૌરવો એ આલબનવિભાવ છે, કપટથી ધૂત રમવુ, દ્રૌપદીના વસ્ત્ર ખેચના, તેમને ગાય ગાય કહીને તેમનો તિરસ્કાર કરવો, વનવાસ કાઢવા, એ વગેરે ઉદ્દીપનવિભાવ છે, ભીમ વગેરેનુ યુધિષ્ઠિર સાથે વાક્યુદ્ધ, પાડવોના આપ્તવર્ગનુ યુધ્ધને માટે તૈયાર થઇ જવુ અને ક્રોધના વચન બોલતી વખતે વર્ણાયલી તેમની ચેષ્ટાઓ, એ અનુભાવ છે ભીમનુ ઉગ્રપણુ, તેનો વેગ, યુધિષ્ઠિરને મારવાને તૈયાર થઇ જવારૂપ તેનો મોહ, એ વગેરે વ્યભિચારીભાવ છે, અને એ રીતે પ્રબધગત રૌદ્રરસ પણ આ ગ્રથમા સંપૂર્ણપણે દેખાઈ આવેછે

વલ્લભની કવિતામા અર્થાલકાર અને શબ્દાલકાર તો ઠામ ઠામ નજરે આવેછે, અને એ વિષે પાછના ગ્રથોના વિવેચનમા કહેવામા આવ્યુ છે માટે અહીં કંઈ બોલતા નથી આ ગ્રથમા નાગશિશુબધ વગેરે ચિત્રકાવ્યો બહુ સેહેલી ભાષામા કવિએ રચેલાછે, અને તે વિષે તે તે જગોએ ટીકામા બતાવ્યુંછે, એટલે અહી ફરીને ચર્વિતચર્વણ કરતા નથી

આ કવિનો વળી એક એવો નિયમ જણાયછે કે તે પોતાના પ્રતિજ્ઞાવાળા રસના ગ્રથની અતે દરેક વખતે એક એક વિષ્ણુના અવતારનુ કપટ રૂપે વર્ણન કરે છે દુ શાસનરૂધિરપાનાખ્યાનમા કૃષ્ણાવતારનુ કપટ રૂપે વર્ણન કર્યું હતું, યક્ષપ્રશ્નોત્તરમા રામાવતારનુ કપટ રૂપે વર્ણન કર્યું હતુ, કુતીપ્રસન્નાખ્યાનમા મત્સ્યાવતારનુ કપટરૂપ વર્ણ્યું હતુ, અને આ ગ્રથમા વામનાવતારનું કપટરૂપ વર્ણ્યું છે આમ અવતાર વર્ણનામા પણ કવિ ગ્રથના વિષય જોડે મળતુ ધરાવત અવતારનુજ વર્ણન કરે છે દુશાસન રૂધિરપાનમા વીરરસ વર્ણાયો છે અને કૃષ્ણ અસુર સહારનારા વીર છે માટે તેનુ ત્યા વર્ણન કર્યુછે,યક્ષપ્રશ્નોત્તરમા ધર્માચરણ કરનાર દ્રૌપદી નિરાગી યુધિષ્ઠિર

જેમ કરૂણરસનું પાત્ર છે, તેમ સીતાવિયોગી રામ પણ ધર્માચરણ કરનારા હોઇને કરૂણરસનું પાત્ર હોવાથી તે ત્યાં વર્ણાયા છે. કુંતીપ્રસન્નાખ્યાનમાં અદ્ભુત રસ વર્ણાયો છે, ત્યારે અહીં અદ્ભુત મત્સ્યાવતારનું વર્ણન છે. સ્વર્ગ સુધી સેતુ બાંધીને ચઢી જવું તથા ઐરાવતને ઉંચકીને ખભે મૂકવો, એ વગેરે અસંભાવ્ય કર્મ જેમ ત્યાં વર્ણાયાછે તેમ એક માછલી જોતાજોતામાં એવડી વધી જાયકે તે સરોવરમાં માય નહિ અને સમુદ્રમાં જઇ એવડી વધે કે તેના પૂછડા સાથે સત્યવ્રતનું વાહાણ બંધાઇ રહે, એ પણ અસંભાવ્ય લાગેછે આ ગ્રંથમાં દુર્યોધનથી હારેલા યુધિષ્ઠિરને અર્થે ભીમાદિનો ક્રોધ વર્ણવાયોછે, તેમ બલિરાજાથી હારેલા ઇંદ્રને માટે વામને પણ બલિરાજા ઉપર ક્રોધ કર્યોછે. અહીં દુર્યોધનનું કપટ છે, અને ત્યાં વામનનું કપટ છે.

ભીમાદિકનો આટલો આટલો ક્રોધ છતાં યુધિષ્ઠિરે જે શાંતિ રાખી ધર્મ રાખવાનો ટેક છોડયો નથી, એ ધૈર્ય કોઇ અદ્ભુત છે અંતે ધર્મનો જય થાયછે એમ ગ્રંથમમાપ્રેમા કવિ વર્ણવી બતાવેછે તે ઉપરથી પણ પ્રત્યેક મનુષ્યને તે જાણે બોધ કરેછે કે ગમે તેવી લાલચોની સામે થઇને તથા ગમે તેવા સંકટના પ્રહાર થતા છતાં પણ ધર્મ તજવો નહિ.

---

श्रीजगदीश्वरायनमः

# युधिष्ठिरवृकोदर-
# संवादाख्यान.

## प्रेमानंदनमस्तुभ्यं.

---

### કવિત.

શું શા પૈસા ચાર સુણ્યુ, એક હિંદુસ્તાની મુખ,
કે કરાળ કોપ કટ, ઝટપટો વ્યાપિયો;
કોણ છે ? કોણ કે'નાર ? વે'નાર યમપુરનો,
શું ન જાણ્યો અલ્યા તેં આ, પ્રેમજાપ જાપિયો!
પ્રેમ હું જે નેમધર, વે'મને વિડારી નાખું,
ગુર્જરગિરાને કાજે, કર આ મેં આપિયો;
ચઢી ચક્ષ લક્ષ બોલ, એક પછે એક કહ્યા,
પ્રતાપી પિતાશ્રી નમું, ભલે મને શાપિયો! ૧

---

૧ વલ્લભ કવિ રૌદ્રરસનો ગ્રંથ લખવાના હેતુથી ક્રોધ રૂપી વસ્તુ નિદર્શન કરવાને પ્રેમાનંદનો ક્રોધ વર્ણે છે શું શા ૯૯—એક હિંદુસ્તાની બ્રાહ્મણને "મુખે શું શા પૈસા ચાર" એવુ પ્રેમાનંદે સાંભળ્યું તેથી તેમને ઘણો ક્રોધ વ્યાપ્યો. એવી કહેવત કેટલાક બોલેછે કે "અબેતબેકે સોલહિ આને, અડેકડેકે બાર; ઇકડતિકડંઆઠ હિ આને, શું શા પેગે ચાર." અબેતબે, અડેકડે, ઇકડં તિકડં, તથા શું શા, એ ચાર પદ અનુક્રમે હિંદી, મારવાડી, મરાઠી, અને ગૂજરાતી ભાષાનાં ઉપનશક છે. સંસ્કૃતમાથી વિકૃતિ પામી થયેલી બધીએ ભાષાઓ સમાન છતા કોઇ હિંદુસ્તાની પોતાની હિંદી ભાષાનો ગર્વ કરે અને પ્રેમાનંદ સરખા સ્વભાષાના

## કલંકિતારોપ.

કેટલાક બોલ્યા ડોલ્યા, કવીશ્વરવેણ વ્યર્થ,
અર્થ વિણ સમર્થ કે', પ્રેમ મારો બાપ છે;
ષડરિપુ જીત્યો પ્રેમ, વીર ધીરધારક થૈ,
વહી વાત ગઇ તેહ, કોપ કાય વ્યાપ છે;
શુ શા જેવી વાત સુણી, તરેડાટ તાજો ક્રોધ,
અંગોઅંગ વ્યાપી ગયો, કોપના આલાપ છે!
મિથ્યા કથા વધારીને, કે'વી તેમાં માલ કેતો,
સમે પરત્વે જણાયું, મોટાનું આ માપ છે!! ૨

---

અભિમાની કવિના સમક્ષ ગૂજરાતી ભાષાની નિંદા કરે, એ પ્રેમાનંદના ક્રોધનુ ખરેખરૂં ઉદ્દીપન કરનારૂં છે વે'નાર—વાટે જનાર પ્રેમ ઇ૦—પ્રેમાનંદે જે જાપ જાપ્યો છે—ગૂજરાતી ભાષાનો ઉત્કર્ષ કરવાને જે યત્ન કર્યો છે, તે શું તેં જાણ્યો નથી? આપિયો—અર્પણ કર્યો. અર્થાત્ ગૂજરાતી ભાષાને સર્વોત્તમ કરવાને સતત લક્ષ્યાજ કરવું એજ આ કરનો ઉપયોગ કરવાનો નિયમ ધાર્યો છે. ભલે ઇ૦—હે પ્રતાપી પિતાશ્રી તમે મને (મારા ઉદ્ધતપણા માટે) શાપ દીધો છે તે ભલે દીધો પણ ગૂજરાતી ભાષાનું આ તમારૂં અભિમાન જોઇને હું તમને નમુંછું. ગુરૂને નમસ્કાર કરવા રૂપ મંગળાચરણ.

૨ કલંકિતારોપ—કલંકવાળું આળ (પ્રેમાનંદ ઉપર) કેટલાક ઇ૦—કેટલાક લોકો મારા પિતાશ્રીનાં ક્રોધવચન સાંભળીને ડોલ્યા, અને બોલ્યા કે કવીશ્વર(વલ્લભ)નું વેણુ વ્યર્થ છે, કેમકે મારો બાપ પ્રેમાનંદ સમર્થ છે(ક્રોધાદિને જીતવામાં), એમ તે જે કહેછે તે અર્થ વિનાનું (જૂઠું) છે ધીરધારક—ધીરજને ધારનાર. શાથી વહી ગઇ? કોપ ઇ૦—કેમકે તેની કાયામાં કોપનો વ્યાપ (વ્યાપકપણું) છે. આલાપ—ઉચ્ચાર. સમેપરત્વે—વખત આવ્યે—પ્રસંગોપાત્ત. મોટાનું ઈ૦—મોટા(મહાકવિ પ્રેમાનંદ)નું આ માપ છે, તે ક્રોધ ઉપજવાનો પ્રસંગ આવ્યાથી જણાઇ ગયું।

મૌક્તિકનું પાણી મોંઘું, વર્ણવી વધાર્યું અતિ,
ઝવેરાત ઝવેરનું, જાણી લીધું ઝટ છે;
કીમત અપાર કરી, કંચનકેરી કહીને,
કસોટીએ કશ્યું ત્યારે, ધોળું ધોળું ફૂટ છે;
સદગુણી વિદ્વાન આ, નર નામનાવાળો છે,
સમે મળતાં જણાયો, આ તો ચોખું ચટ છે;
રજકેરૂં ગજ કરે, છે ધંધો કવીશઇશ,
ક્રોધીકેરો ક્રોધી મહાપ્રેમાનંદ ભટ છે. ૩

## કવીશ્વરોત્તર.

આંખ કરી લાલ, દંત પીસી, શિરને ધૂણાવી,
અધમોધમ એ કોણ, બોલનાર બોલ છે ?
મિથ્યારોપ કરનાર. મોત માથે લેઇ ફરે,
કવીશ્વર કને કામ, જીવિત અમોળ છે ! !
પ્રથમ વાણીનું યુધ્ધ, કવીશ્વર કરે કેવું,
બેસી રહે નીચું જોઇ, તોલ્યો તારો તોલ છે !
પ્રેમકાજ કરી નહિ, બ્રહ્મહત્યા કવિભૂપ,
કે'વાય ન એવું માટે, આ દેહ અડોલ છે. ૪

---

૩ પ્રેમાનંદ ક્રોધી છે, એવાં શત્રુઓનાં કથનને વર્ણવે છે: મૌક્તિકનુ ઇ૦. મૌક્તિકનું—મોતીનું. પાણી—તેજ. સમે મળતાં—પ્રસંગ આવતાં. આ તો ઇ૦—આ કથન તો ખરેખરૂં છે. ક્રોધી નથી એમ કેમ કહેવાતું હશે. તેનો ખુલાસો કરે છે: રજ ઇ૦—કવીશના ઇશ વલ્લભનો એ તો ધંધો છે કે રજનું ગજ કરે, તે રીતે પ્રેમાનંદનો મહિમા વધારેલો છે. ત્યારે ખરૂં શું ? ક્રોધીકેરો ઇ૦.

૪ રૌદ્રના અનુભાવ વર્ણ્યું છે: આંખ ઇ૦. મિથ્યારોપ—મિથ્યા આરોપ ( આળ ). કવીશ્વર ઇ૦—જો કવીશ્વરની કને કામ પડ્યું છે તો તારૂં

શ્રવણ કરચ શ્રવણ, ચર્મકેરા હોય જો તો,
નીકર જા નાશી ઝટ, કવીશ્વરાં કામ છે !
પંચાનન પૂરો રૂઠ્યો, શૃગાલ બિચારા પર,
ડરચ રે'વું દુનિયામાં, નાશી ગયું નામ છે ! !
બોલતા ન આવડે તો, બોલ બોલવો ન એક,
તોલ તો તોલાઈ ગયો, તાહરો તમામ છે;
વલ્લભ દુર્લભ અલ્યા, સુલ્લભ ન સુતળમાં,
નિરુત્તર કરવાને, ખર્ચવા ન દામ છે ! ! ૫
કલ કિતારોપ તારો, કવીશ્વર કાપી નાખે,
બોલ્યાની બઇચો બેસે, નીચ તારી નાત છે?
કમલારિ કારમો જો, કલંકિત શોભે કેવો,
ગ્રસે રાહુ તારા જેવા, તેણે નભપાત છે ?
કલંક વિનાના જેહ, ગ્રાનમમાં ગયા તેહ,
બાપડા કે'વાઈ બૂડ્યા, જો વિષ્ણુ સાક્ષાત છે;

---

છવિત અજોળ ( અતરિયાળ ) છે એમ જાણજે. પ્રેમકાજ ઇ૦—પ્રેમાનંદને માટે કવિભૂપે બ્રહ્મહત્યા કરી નહિ, એમ ન કહેવાય માટે આ દેહ અડોલ ( સ્થિર—દૃઢ ) છે. અર્થાત્ મારા પિતાને માટે તેના નિંદક બ્રાહ્મણની હત્યા કરવાને હું તૈયાર છુ ! —મારા પિતાનું વેર ન લેઇને હું લોકાપવાદમા આવું એવો નથી !

૫ વલ્લભ પિતાના નિંદકને ઉત્તર આપે છે· શ્રવણ કરચ—સાભળ શ્રવણ—કાન. નીકર ઇ૦—જો ન સંભળાય તો. કવીશ્વરાં—કવીશ્વરનાં. પચાનન—સિંહ ( વલ્લભ રૂપી ) શૃગાલ—શિયાળ ( નિંદક રૂપી ). ડરચ ઇ૦—જો દુનિયામા રહેવું હોય તો ડરચ; નહિ તો તારૂં નામ નાશી ગયું—નાશ પામ્યુ એમ જાણજે. સુતળમાં—સુતળ નામે ત્રીજા પાતાળ સુધી જઇશ તોપણ વલ્લભ કવિ તને સુલ્લભ ( સેહેજમાં વશ થાય એવો ) નથી. નિરૂત્તર કરવાને—( તને—નિંદકને ).

એ પ્રકાર ભૂષણ એ, દૂષણ માની તું બેઠો,
પેશી જાને ભૂમિ પટ, ખોટી તારી વાત છે. ૬
અજાતશત્રુની કથા, તેં કે તારા બાપે કહી,
સાંભળી નથી એ સિદ્ધ, પ્રસિદ્ધ પ્રમાણ છે;
અવેરી અવેરી સૃષ્ટિ, તોય નૃપે તાણી તીર,
માતુલને મારી પાડ્યો, વ્યર્થ એ વખાણ છે ?
નર કુંજરની કાંણી, પિછાની જો પેરપેર,
રાજ્યલક્ષ્મીમાટ કીધું, જાણ કે અજાણ છે ?
સુણી થયા શાંત મારા, બાપ માલવના માટે,
વલ્લભ તો પ્રાણ લેત, 'શું શાં' સુણી વાણ છે ! ૭

---

૬ કલંકિતારોપ ઈ૦—અર્થાત્ તેં જે મારા પિતાને ક્રોધી કહીને તેમના ઉપર કલંકનો આરોપ કર્યો છે તે હું રદ કરછું, અને તે વખતે તારાથી બોલાવાતું નથી ! પ્રથમ તો કલંક એજ ભૂષણ છે એમ પ્રતિપાદન કરે છે: કમલારિ—ચંદ્ર તેણે ઈ૦—તેથી શું તે કાંઈ આકાશમાંથી પડી જાય છે કે ? જો ઈ૦—વિષ્ણુ જ્યારે કલંક વિનાના ( શુદ્ધ નારાયણ રૂપ) થયા ત્યારે તે સમુદ્રમાં બૂડ્યા—શેષશાયી થયા ! ભૂમિ—ભૂમિમાં. પટ—તરત.

૭ અવેરી ઈ૦—અવેરી ( વૈરી વિનાની ) સૃષ્ટિને તેણે અવેરી ( વ્યવસ્થિત કરી ) અર્થાત્ અજાતશત્રુ ( જેનો શત્રુ ઉપજ્યો નથી એવા—યુધિષ્ઠિર )નો કોઇ વૈરી ન થાય એમ તેણે વર્તન કર્યું, તોપણ મામા( શલ્ય )ને મારવા રૂપ કલંક તેને ચોટ્યું ! નર કુંજરની ઈ૦—અશ્વત્થામા પડ્યો, એમ સાંભળીને દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને પૂછ્યું કે કયો અશ્વત્થામા પડ્યો ? અશ્વત્થામા હાથી કે મારો દીકરો ? તે વખતે યુધિષ્ઠિરને ખબર હતી કે અશ્વત્થામા હાથી મુઓ છે, પણ અશ્વત્થામા નામનો મનુષ્ય મુઓ નથી, તેમ છતા પણ નરો વા કુંજરો વા—માણસ કે હાથી ગમે તે એક, એમ ગોળ ગોળ કહીને દ્રોણનાં શસ્ત્ર તજાવ્યાં હતાં માલવના—નિર્બળ.

જન્મ જે ભૂમિની મધ્ય, ભારતીશી ભાષા તેની,
જે છવે વખોડનાર, દેહ ખેહ તેની છે !
અબેતબે અડેકડે, ઇકડં ને તિકડં એ,
શું શાંથકી ચઢે કેમ ? જૂઠી વાત જેની છે;
કાનપટી સાહી કર, બિનારસ સભા મધ્ય,
ખેંચી જાઉં ખંત ધરી, ઝલેમલે કેની છે ?
જાતજાતતણા ગ્રંથ, વાકય શબ્દ રચનાથી,
સિધ્ધાંત સાચો કરાવું, અવદશા એની છે !! ૮

## ભાષાસ્વરૂપ.

બીજો એક હિંદુસ્તાની, બાંકો થઇને ત્યાં બોલ્યો,
બબડાટ કરે શાની, જોર તોર તોડું હું;
ભાષણમાં ભાષા તારી, ઢીલામાં તો ઢીલી દીસે,
કારજ શું થાય તેણે, એથકી વખોડું હું;
વર્ણવો વીર હોય, નાશી છૂટવું પડે ત્યાં,

---

૮ જન્મ ઇ૦—જે ભૂમિમાં જન્મ થયો તે ભૂમિની ભાષાને ભારતીશી ( સરસ્વતી જેવી ) જાણવી; પણ તેને વખોડનાર જો છવે તો તેની દેહને ખેહ ( માટી ) સરખી જાણવી. હિંદુસ્તાની વગેરે ભાષાઓ ગૂજરાતી ભાષાથી ચઢિયાતી છે તેની કાંઇ સાબિતી નથી માટે તે વાત ખોટી છે, એમ કહેછેઃ અબેતબે ઇ૦. બિનારસ—કાશી. ઝલેમયે ઇ૦—જો કેની ( કયી ભાષાની ) ઝલેમલે ( શોભા—ઉત્તમતા ) છે, તે જાણવું હોય તો. જાત જાત ઇ૦—મુકાબલો કરનારી ભાષાનો જે જાતનો ગ્રંથ હોય તેજ જાતનો ગૂજરાતી ભાષાનો ગ્રંથ તેની સાથે સરખાવીને તથા વાકયરચના અને શબ્દરચના સરખાવીને કાશીની સભામાં હું સાચો સિદ્ધાંત કરાવું કે એની ( મુકાબલો કરનારી અન્ય ભાષાની ) અવદશા ( નીચી સ્થિતિ ) છે !!

નડતર નડે અતિ, અન્ય શબ્દ ઓઢું હું;
કવિરાજ પ્રેમાનંદ ! હે વલ્લભ કવીશ્વર !
સંશય મિટાવી નાખો, કર બે આ જોડું હું. ૯

## પ્રેમાનંદોત્તર.

કવિ નામધારી નથી, ભક્ત અમે ભાષાતણા,
ભટક્યા ભરતખંડ, દેવી જોવા જાગતી;
દેશ ને વિદેશ જોયા, આશ દાસ થવાતણી,
કોઇ કાંઇ પો'ચ્યા નહિ, વાત વાંકી લાગતી !
હિંદુસ્તાન મધ્ય ભાળી, ભાષા તેની ભલી જેહ,
યવનથી ભ્રષ્ટ થઇ, હજી નથી ત્યાગતી;
સારો શબ્દ રૂપી નર, ઝડપી લે જોતા માંહી,
ભ્રષ્ટ કરે પછે તેને, એમ અનુરાગતી. ૧૦

---

૯ શાની—( બરબડાટનું વિશેષણ ). ગૂજરાતી ભાષાના દોષ બતાવે છેઃ ભાષણમાં ઇ૦—ભાષણમા ( બોલવામા ) તારી ભાષા ઢીલામાં ઢીલી દેખાય છે—જુસ્સા વગરની છે નડતર ઇ૦—વીરરસને યોગ્ય શબ્દ ન હોવાથી અતિ નડતર નડે છે—અડચણ પડે છે, અને તેવે વખતે હું ( અર્થાત્ ) ગૂજરાતી ભાષામા વીરરસકાવ્ય લખનાર અન્ય શબ્દ ( પર ભાષાના શબ્દ ) ને ઓઢું ( ખેચુ ) છું. સંશય ઇ૦—એમ છતાં તમે શાકારણથી ગૂજરાતી ભાષાને ઉત્તમ કહોછો તે બતાવો ?

૧૦ નવમા મનહરમા " કવિરાજ પ્રેમાનંદ " એવુ સંબોધન કર્યું તેના જવાબમાં કહે છેઃ કવિ ઇ૦—હું કવિનુ નામ ધારણ કરનારો નથી—અથવા નામધારી કવિ નથી, પણ ખરો કવિ છુ, એ ધ્વનિ. દાસ થવાતણી—( ભાષાદેવીના ). યવનથી ઇ૦— ( યવનલોકોની ભાષાના શબ્દનો તેમાં ભેળ થવાથી ). હજી ઇ૦—હજી પણ તેવા શબ્દો તેમાંથી નીકળી ગયા નથી ! અથવા યવનલોકોએ એ ભાષાનો સ્વીકાર કરીને તેને બગાડી

શુદ્ધ રૂપવાળા કૈંક, નામ વિના કરી નાખ્યા,
કવિકેરૂં કામ કરે, ભાષાતણા જાણ છે;
એવી ભ્રષ્ટ ભાષાદેવી, સેવી હિંદુસ્તાની તમે,
હિમાયત કરો કેવી! વિવાદે શું લાણ છે?
વળી બીજું સુણો કવિ, અવનવું જોયું અમે,
ગ્રસ્યા નર શબ્દ ઘણા, તોય તેવી તાણ છે;
દેશ શબ્દ નરજાતિ, જોયો જુવતીએ જ્યારે,
ફરતી ફેલાતી થઇ, આ શું ખોટી વાણ છે? ૧૧

---

નાખી છે, તથાપિ તે યવનોનો હજી પણ એ ભાષા ત્યાગ કરતી નથી! (યવનો હિંદુસ્તાની બોલે છે તે પ્રસિધ્ધજ છે). સારો ઇ૦—હિંદુસ્તાની ભાષા રૂપી સ્ત્રી સારા શબ્દ રૂપી નરને તરત ઝડપી લેછે—વગર વિચારે પોતાનામાં દાખલ કરે છે અને પછી તેને ભ્રષ્ટ કરે છે—બગાડી નાખે છે, એવી રીતે કરવામાં તે અનુરાગતી (પ્રીતિવાળી છે)! મતલબ કે જેમ વ્યભિચારિણી સ્ત્રી કોઇ સારા પુરૂષને જોઇને તુરત તેના પર આસક્ત થઇ તેને ઝડપી લેછે તથા પછી તેને ભ્રષ્ટ કરે છે તેમ હિંદુસ્તાની ભાષા પણ સંસ્કૃત ફારસી વગેરેના સારા શબ્દો પોતાનામાં દાખલ કરીને બગાડી નાખે છે. જેમ વૃક્ષ—બિરછ, પક્ષ—પચ્છ, બ્રાહ્મણ—બિરાહમન, વગેરે.

૧૧ શુદ્ધ રૂપવાળા ઇ૦—કેટલાક પુરૂષો કવિતું કામ કરેછે તથા ભાષાના જાણ છે એમ છતાં કૈંક શુદ્ધ રૂપવાળા શબ્દોને નામ વિનાના કરી નાખ્યા—તેમનું મૂળ પણ શોધ્યું ન જડે તેમ બગાડી નાખ્યા! જેમ કૃષ્ણને ઠેકાણે કન્હૈયા, વગેરે. અવનવું—બીજી ભાષાઓમાં નહિ જોયેલું. ગ્રસ્યા ઇ૦—જેમ કોઇ પુંશ્ચલી ઘણા નરને ગ્રહણ કરે તથાપિ તેની ઇચ્છા જેવી ને તેવીજ રહેછે, તથા બીજો કોઇ નર માલમ પડે કે તેને માટે ભમવા માંડે છે, તેમ હિંદુસ્તાની ભાષામાં નરજાતિનાજ ઘણા શબ્દો છે (તેમાં નાન્યતર જાતિનો શબ્દ ન હોવાથી), તથાપિ બીજી ભાષાના શબ્દોને લઇને હજી નરજાતિના શબ્દોનો વધારોજ કર્યાં કરે છે. આ વાત દ્દષ્ટાંતથી સિધ્ધ કરી બતાવે છેઃ દેશ ઇ૦—એ ભાષા ભરતખંડના ઘણાક દેશોમાં પ્રસરી છે તેનું કારણ એ કે, એ ભાષા રૂપી જુવતીએ 'દેશ' શબ્દને નરજાતિ જોયો, અને તેથીજ એ ફરતી તથા ફેલાતી થઈ છે.

લોભીઅણતણું મન, લોભમાં લોલુપ રહે,
ક્યારે કોક નર આવે, તોડું ફાડું તાનથી;
નવો દેશ નિહાળું ક્યાં, જતી રહું ઝટ લેઇ,
વપરાયે વાત વંઠે, ટળું મોંઘા માનથી;
વિચાર કદીએ એવો, તમારી ભાષા ન કરે !
જોયું જ્યારે એવું અમે, ભૂલ્યા ખરા ભાનથી;
ત્યાગ કર્યો તર્ત તેનો, ભાષા ભાળી બીજી ઘણી,
સર્વત્ર દૂષિતદાર, જોયું સુણ્યું કાનથી. ૧૨
કેટલાક દેશ અમે, યાત્રા કરવાને ગયા,
જેવો જોયો એવો અમે, સાર સમજાવિયો;
કોક ભાષાદેવી દીન, મલિન ને માલ વની,
કરે માલવાળી તેને, સાજ શો સજાવિયો;
નવીનતા નડી કંઈક, ભાષા ભાત જાત જોતાં,
પ્રીતિ કેવી પેર થાય, વિચાર ન આવિયો;
એવે મળી આવ્યા સિદ્ધ, પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા,
નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવિયો. ૧૩

---

૧૨ તોડું ઇ૦—તે નરને ક્યારે તાનથી તોડું અને ફોડું ! ! વપરાયે ઇ૦—જૂદા જૂદા દેશના લોકોના વાપરવામાં આવવાથી વાત વંટી જશે તથા મોંઘા માનથી હુ ટળી જઇશ, એવો વિચાર તમારી ભાષા કદીએ કરતી નથી ! ભૂલ્યા ઇ૦—અમારે હવે કયી ભાષાદેવીની ઉપાસના કરવી, તે બાબતમાં અમે નિરાશ થયા ! સર્વત્ર ઇ૦—પણ સર્વત્ર ( સઘળી જગેએ ) ભાષા રૂપી દાર ( સ્રી ) દૂષિત છે, એમ અમે જોયુ, તથા જે દેશમાં અમે જઈ શક્યા નહિ, તેના વિષે અમે કાને સાંભળ્યું.

૧૩ હવે મરાઠી વગેરે પાછળથી સુધારવામાં આવેલી ભાષાઓ વિષે કહે છે. કેટલાક ઇ૦. દીન—જુસ્સા વગરની. મલિન—નીચ જાતિઓની ભાષામાંના શબ્દો રૂપી મેલવાળી. માલવની—તુચ્છ—શબ્દના ભ ડોળ

નિષ્કલંકી ભાષા કોઇ, બતાવીએ નરવર !
પૂજક હું થાઉં તેનો, વ્યગ્ર મન અતિ છે;
જોઉં જેમાં તેમાં દોષ, ગિરવાણ શુધ્ધ ભાળું,
ન કરવાનું નિહાળું, મૂઢ મારી મતિ છે,
ધનવંત જોઇ પૂરો, ધન અર્પવા જવું તે,
હાંસી વિશ્વ મધ્ય થાય, રાઢ એમાં રતિ છે?
ગિરવાણ જેવી નહિ, ઉતરતી એનાથકી,
એક પગથિયુ માત્ર, ગૂઢ કે'વી ગતિ છે! ૧૪

---

વિનાની. કરે ઇ૦—તે દેશના લોકો તેને માલવાળી કરે છે અને તેમ કરવાને તેમણે શો સાજ સજાવ્યો છે!—કેવી કેવી યુક્તિ કરી છે!! (પેશ્વાના વખતમાં મરાઠી ભાષા સુધારવા પાછળ મહાન્ યત્ન કરવામાં આવ્યો હતો એમ કહેવાય છે.) એમ સાજ સજાવ્યા છતાં પણ એ ભાષા સામાન્ય વર્ગમાં પ્રચલિત થઇ નહિ, તે વિષે કહે છે નવીનતા ઇ૦—એ ભાષાની જાત અને તે ઉપર પડેલી ભાત જોતાં લોકોને કંઇક નવીનતા નડી!—નવી ભાષા જેવી તે ભાસવા લાગી—લોકોમાં પ્રચલિત ભાષા સાથે એ ભાષા હળતી ન આવી! પ્રીતિ ઈ૦—પણ એ ભાષા સુધારનારને એમ વિચાર ન આવ્યો કે આવી નવીન ભાષા સાથે લોકોની પ્રીતિ કેમ થશે? મતલબ કે એ-વી રીતે ભાષા સુધારીને પછી તેના ઉપાસક થવુ એ પણ મને ઠીક લાગ્યું નહિ.

૧૪ નિષ્કલંકી—શુદ્ધ નરવર—હે ઉત્તમ પુરૂષ! ગિરવાણ—સંસ્કૃત ભાષા ન કરવાનું ઇ૦—તો તેમાં કાંઇ સુધારો વધારો કરવાનું હુ જોતો નથી! માટે મારી મતિ મૂઢ (*કર્તવ્યશૂન્ય*) થઇ ગઇ છે! *ગિર્વાણ ભાષામાં* કેમ કાઇ કરવા જેવુ તમે જોતા નથી? તેનો ખુલાસો દષ્ટાંતથી કરે-છેઃ ધનવંત ઇ૦ રાઢ ઈ૦—શું એમાં લગારે વાધા પડતી વાત છે? ગિ-ર્વાણ ઈ૦—માટે ગિર્વાણ ભાષા જેવી શુધ્ધ અને પૂર્ણ ભાષા નહિ, પણ એનાથી માત્ર એકજ પગથી ઉતરે એવી જે ભાષા હોય તેની ગૂઢ ગતિ તમારે મને કહવી જોઇએ

ચોગીરાજ ઇશ્વરશા, વધા વેણ ત્યારે તર્તે,
અલ્યા ! કયી જાત તારી, પૂછ્યું એમ તેમણે;
મેં કહ્યું હું ગૂજરાતી, મૂલ્યવાળો શુંશાં વિષે,
શુદ્ધ ભાષા જેવી મારે, મૂલ્ય કર્યું એમણે;
ઉમર મૂકી અને તું, ડુંગરને પૂજે કેમ ?
ગોદમાંનો સુત ભૂલે, જાણ્યું નહિ જેમણે;
તારી ભાષા છેજ તેવી, જાણ્યું નવ તેં જરૂર,
વિચારી જો વાર વાર, ગુણથી ઘટે ગણે ! ૧૫
કોમળતા કમળથી, અધિક દેખાય જેમાં,
મધુ સુધા મિષ્ટપણે, હારી હારી જાયછે;
અમલતા એના જેવી, નથી કોઇ ભાષા મધ્ય,
પ્રાચીનપણું તો જેનું, મોટેરૂં મનાય છે;
નવ રસની નાયકા, સુખદાયકા છે સિધ્ધ,
જાણે નહિ તેહ એના, ખોટા ગુણ ગાય છે;
કડકણાપણું કે'છે, નથી એના માંહી રજ,
વીરગ્રંથ ભાળ્યા નહિ, ખત્તા તેણે ખાય છે. ૧૬

---

૧૫ ઉમર—ઉમરો ગોદમાંનો—ખોળામાંનો. જે જાણતા ન હોય તે ખોળામાંના છોકરાને ભૂલીને બીજાના છોકરાને રમાડવા જાય ! લોકોક્તિ-અલંકાર. તારી ભાષા—ગૂજરાતી ગુણથી ઈ૦—જ્યારે તું ગણે ( બીજી ભાષાઓના ગુણ એ ગૂજરાતીભાષાના ગુણની સાથે સરખાવી જુએ ) ત્યારે ( બીજી ભાષાઓ ) ગુણથી ઘટે—ગૂજરાતી કરતાં ઓછા ગુણવાળી તારા જોવામાં આવશે !

૧૬ ગૂજરાતી ભાષાના ગુણ ગણાવે છે. કોમળતા ઈ૦. મધુ—મધ. સુધા—અમૃત. અમલતા—નિર્મળપણું ( પરભાષાના શબ્દોનો ભેગ ન હોવાથી ). નવ રસની ઈ૦—એમાં નવે રસ વર્ણી શકાય છે માટે એ નવ રસની નાયકા જેવી છે. ખોટા ઈ૦—તેજ એને ખોટી છે એમ કહેછે ! કડકણા-

પોતે પોતાકેરી કરે, અથવા પોતાનાતણી,
પ્રશંસા તો પેરપેર, તે માંહી તે માલ શો !
પ્રશંસનીય જો પૂરા, તોય નૂર ઘટે તેમાં,
તેણે વધુ બોલું નહિ, રૂપીઓ છે રાળશો !
ગુર્જરગિરાના તુલ્ય, ઉપમા ઉર્વીમાં નથી,
સર્વ ગુણ સંપન્ન છે, ઉચ્ચાર રસાળ શો ! !
એમ સમજાવી મને, સારે પંથે વાળ્યો સિધ્ધ,
અનુભવ્યે ખરૂં લાગ્યુ, ટળ્યો નાના બાળશો ! ! ૧૭

## વલ્લભોત્તર.

અલ્યા હિંદુસ્તાની ! બસ, હવે બોલતો ન કાંઇ,
કાળપ લગાડય મુખ, પડય જઈ કૂપમાં;
કડકાણી કૂટરી તો, સૂતરી લાગે ન સત્વ,
ઉતરી ગ વાત હવે, ગુર્જરીના રૂપમાં !
રે લાવ્ય તું બતાવ્ય તુ, ગુર્જરીશા ગ્રંથ ગૂઢ,
મતિમૂઢ ! વહી જા તું, પૈરાગી અપૂપમાં;

---

પણું—( હિંદુસ્તાની ભાષા જેવી કઠોરતા ). અને એમ છતાં વીરરસકાવ્ય લખાવાને એ ભાષા યોગ્યછે વીરગ્રંથ ઈ૦—એ ભાષામાં લખાયલા વીરરસના ગ્રંથ જોયા નથી, તેથી અજાણ્યા લોકો એ ભાષાને નિંદવારૂપ ખત્તા ખાય છે। અથવા તેથી તું બીજી ભાષાઓ શોધવાને ખત્તા ખાયછે !

૧૭ પ્રશંસા—વખાણુ પ્રશંસનીય ઈ૦—જો પૂરેપૂરા પ્રશંસનીય ( વખાણવા યોગ્ય ) હોઇએ તથાપિ પોતાને મોઢે પોતાની પ્રશંસા કરવાથી નૂર ( તેજ )ઘટે છે તેણે—તેટલા માટે રૂપીઓ ઇ૦—આ ગૂર્જરતીભાષારૂપી રૂપીઓ સંસ્કૃત ભાષારૂપી રાળ( એ નામના સંસ્કૃત સામે રૂપીઆની કીમતના સિક્કા ) સરખો છે ! ઉર્વીમા—પૃથ્વીમાં. ઉચ્ચાર—એ ભાષાનો ઉચ્ચાર શો રસાળ છે ! !

પિતા જેટલું આયુષ્ય, સુત જો સપૂત પામ્યો,
તો ગિર્વાણ ગભરાશે, શુ હિંદી સ્વરૂપમાં ! ! ૧૮
કૂકડનું વેણ સુણી, અક્કડ હતો તે ટળ્યો,
છક્કડ ખાધી ત્યાં છેક, લક્કડ લાડુ જમ્યો !
નાશી ગયો ત્રાસી ગયો, ક્રોધ જ્યા કવીરો કર્યો,
રીસાયા ત્યાં પ્રેમાનંદ, શું કવિ તેને નમ્યો !
નમવાનું નરવરે, શીખવિયું નથી નિશ્ચે,
પછે કોઇને નમે શે, રહે રાઢ્યમાં રમ્યો ! !
અમંગળ અલ્યા કદી, જોઇશ જો મારા સામું,
નામ ઠામ ટાળું તારૂં, ગર્વ કવિને ગમ્યો ! ! ૧૯

---

૧૮ કાળપ ઇ૦—( વાદમા હાર્યો માટે ). કડંકણી કૂતરી—હિંદુસ્તાની ભાષા. સૂતરી—સેહેલી કે સારી. ઉતરી ઇ૦—હવે ગુર્જરીના રૂપમા વાત ઊતરી ગઇ—તેના લાભમા નિવેડો આવ્યો ! વૈરાગી ઇ૦—હે મતિમૂઢ ! હવે તું વેરાગીઓના અપૂપ( માલપુડા )મા વહી જા. ( વેરાગીઓ હિંદુસ્તાની બોલનારા હોવાથી ) પિતા ઈ૦—જો પિતા ( પ્રેમાનંદ ) જેટલુ આયુષ્ય આ સપૂત સુત ( વલ્લભ ) પામ્યો તો ગિર્વાણભાષા પણ ગભરાશે ( પોતાના કરતા અત્યંત વૃદ્ધિ પામેલી ગૂજરાતી ભાષાને જોઇને ), તો પછી હિંદીભાષાના સ્વરૂપમાં તો શુ છે ?—એની તો વિસાતજ શી છે ?

૧૯ વલ્લભે આવા કઠોર વચન પ્રતિવાદીને કહ્યા અને તેનું અપમાન કર્યું તેથી પ્રેમાનંદને ખોટું લાગ્યું, તે વિષે કહેછે: રીસાયા ઇ૦. શું ઈ૦ —પ્રેમાનદ રીસાયા તો ભલે રીસાયા, પણ શું આ કવિ ( વલ્લભ ) તેને નમ્યો એમ તમે ધારો છો ? ના, ના. નરવરે—મારા ગુરૂએ. રહે ઈ૦—એ તો રાઢ્ય કરવામાજ આનંદ માની રહેછે આવી રીતે રૌદ્રરસના સ્થાયિભાવ ક્રોધ રૂપ વસ્તુનો નિક્ષેપ કરીને આ કરેલા વર્ણનને મંગળાચરણ માનીને તેથી અમગળનુ નિવારણ થયું એમ સૂચવે છેઃ અમંગળ શબ્દ પ્રકરણના અંતમા મૂકીને કવિએ એમ સૂચવ્યું છે કે અહી અમંગળ ઇ૦. મંગળાચરણનો પ્રસ્તાવ પૂરો થાયછે

## કથાક્રમ.

શક્રપ્રસ્થ શે'ર એક, યુધિષ્ઠિર રાય તેનો,
મુખ્ય મંત્રી માધવ છે, ઉપમંત્રી બે જણા;
સેનાની નકુલનામ, કોશાધ્યક્ષ સહદેવ,
પાંચાલી છે પટરાણી, વૈભવમાં શી મણા !
ઉપમંત્રી મધ્ય મોટા, ભીમભડ ટેકધારી,
રૂદ્ર જાય જેથી હારી, શરીરે સોહામણા; .
નવ ખંડ મધ્ય જો જો, જણાશે ન કોઇ જાગ,
મહાભાગ મોટા અતિ, ભીમ કવિ બે જણા ! ! ૨૦
રાજસૂય કરવો છે, એમ યુધિષ્ઠિરે ધાર્યું,
સાર્યું કાર્ય સટ લવી, કેવી પેર તે કહું;
મહીમધ્ય મોટો નર, જરાસંધ જોરવાળો,
જીત્યો ભીમભડે તેને, પરાક્રમ ના લહું ! !
પાદતળે પાદ દાબી, રદથકી હોઠ ચાંપી,
ચીરી નાખ્યો ચપટીમાં, ગુણ કેટલા ગ્રહું !
એમ સર્વ જીતી કરી, નૃપ સર્વને નમાવી,
રાજસૂય આરંભિયો, સાંભળો કહું સહું ! ! ૨૧
દેશ દેશતણા રાય, આવી નમ્યા નૃપ પાય,
દ્રવ્ય તે અપાર લાવ્યા, રાજસૂય થાયછે;

---

૨૦ શક્રપ્રસ્થ—ઇંદ્રપ્રસ્થ. માધવ—કૃષ્ણ. બે જણા—ભીમ અને અર્જુન. સેનાની—સેનાપતિ. કોશાધ્યક્ષ—ભંડારનો અધિપતિ—ટ્રેઝરર. ભીમ ઈ૰—પૃથ્વીમાં મોટામાં મોટા તો બે જણા છે: એક ભીમ, અને બીજા તો આ વલ્લભ કવિ !

૨૧ પાદ—પગ. રદ—દાંત. ચપટીમાં—ચપટી વગાડતા જેટલી વારમાં.

ત્યાં સોમણુ રાઇતણો, પીતરાઇ ઘડયો આવ્યો,
ઝલે મલે જોઇ ઝાઝી, નૃપ ગુણ ગાય છે;
અરે વાધ્યા પીતરાઇ, અમારાથકી અતિશે,
સોથી ચઢી જાય પાંચ, પાણી એમાં જાય છે!
અસયા એવી થતામાં, યુધ્ધ કરવા વિચાર્યું,
સુયોધન શૂર છતાં, કીર્તિ આ કમાય છે!! ૨૨
એવે પૂજનની પીડા, ક્રીડા કરતામાં જાગી,
વધ્યા નૃપ અનુરાગી, પૂછતા ભીષ્મપિતા;
અનુમતિ આપનીથી, પ્રથમ પૂજવો નૃપ,
શૌર્યાદિક વિષે સાચો, બતાવી દ્યો શોભિતા!
તેનુ પૂજન કરૂં હું, મારે તો છો માન્ય આપ,
*કહો કેમ કરૂં પિતા, ભજું રામ ને સીતા;*
પૂજ્ય એક પડ્યો એમ, સાચા બોલા નૃપ જોજો,
દાવ પડચો પૂરો એમાં, ભીષ્મે ગાઇ આ ગીતા. ૨૩
ચંદ્ર સમ જે શીતળ, મહાબળ બલિષ્ટમાં,

---

૨૨ ત્યાં ઇ૦—ત્યાં 'સોમણુ રાઇ, તેનો એક ઘડયો પીતરાઇ'. એવું લોકોમાં કહેવાય છે, તેના જેવો પીતરાઈ (દુર્યોધન) આવ્યો. ઝલેમલે ઇ૦—ત્યાં બંદીજન વગેરે નૃપ(યુધિષ્ઠિર)ના ગુણ ગાય છે તે તથા સભાની ઝલેમલે (શોભા) ઝાઝી જોઇ—દીઠી. દુર્યોધનની અસૂયા વર્ણે છેઃ અરે ઈ૦. સોથી—અમો સો કૌરવોથી. પાચ—પાડવ. પાણી ઈ૦—એમ થવામાં અમારૂં પાણી જાય છે—અમે નિર્બળ ઠરીએ છીએ. અસૂયા—બીજાનો ઉત્કર્ષ ન સહન થવા રૂપ દોષ. યુદ્ધ કરવાનો વિચાર થવાનું કારણુ કહે છેઃ સુયોધન ઇ૦—સુયોધન (દુર્યોધન) શૂરો છતાં આ (પાંડવો) કીર્તિ કમાય છે!!

૨૩ પૂજનની પીડા—યજ્ઞના આરંભમાં પ્રથમ પૂજન કોનું કરવું? તે વિષેની પંચાત. ક્રીડા કરતામાં—અર્થાત્ સહજ. ભીષ્મપિતા—ભીષ્મપિતાને. શોભિતા!—(ભીષ્મનું વિશેષણ). પૂજ્ય ઇ૦—કવિ કહેછે કે,

વરિષ્ટમાં વરિષ્ટ જે, કૃષ્ણદેવ તારકા;
ગુર્જરગિરાની પેઠે, અજાણના નવીન એ,
જાણના પ્રાચીન પૂરા, રસાદિના જાણકા;
સર્વગુણસંપન્ન છે, પ્રભુ પૂરા પ્રેમવાળા,
પૂજ પૂરે માનસે તું, શા મળ્યા આ વારકા ! !
ભાવતું હતું અને જ્યાં, વૈદ્યે અભિપ્રાય આપ્યો,
પૃથ્વીપતિએ ત્યાં પૂજ્યા, હરિ કષ્ટહારકા. ૨૪
ઉલૂકને ગમે નહિ, પ્રભાકરનો પ્રતાપ,
જોવાય ન તોય કરે, નિંદા સુણનાર જ્યાં;
તેવો નરરૂપી ઘોડ, વા ઉલૂક નરપતિ,

---

એમ ( એવી યુક્તિથી ) એક પૂજ્ય ( પૂજવા યોગ્ય ) તો પડ્યો—ગયો ! અર્થાત્ ભીષ્મપિતા કુળના વૃદ્ધ, શૌર્યવાળા તથા સત્યવાદી હોવાથી એ પૂજવા લાયક હતા; પણ યુધિષ્ઠિરે ' કોણ પૂજ્ય ? ' એ બાબતનો પ્રશ્ન તેમનેજ કર્યો, એટલે તેમણે પોતાનું નામ ન આપતાં અન્યનુંજ બતાવવું જોઇએ એવી રીતે ભીષ્મ જે પૂજ્ય હતા, તે તો પૂજ્યમાંથી દૂર થયા. કવિ કહેછે કે હે શ્રોતાઓ ! આ માયાબોલા નૃપ( યુધિષ્ઠિર )ને તમે જો જો અર્થાત્ પોતાનું કાર્ય સાધવાને યુક્તિપ્રપંચ તો તે પણ કરે છે ! દાવ ઇ૦—એ યુક્તિમાં રાજાનો પૂરો દાવ પડ્યો ! કેમકે ભીષ્મે આ ગીના ગાઈ—આ વચન કહ્યું !

૨૪ વરિષ્ટ—શ્રેષ્ઠ ગુર્જર ઈ૦—જેમ ગૂજરાતી ભાષા અજાણનેજ નવીન લાગે છે, તેમ એ કૃષ્ણ પણ અજાણ મનુષ્યોનેજ નવીન ( નવા દેહધારી ) લાગે છે, પણ જે જાણ ( જ્ઞાની ) છે તેમને જેમ ગુર્જરભાષા પ્રાચીન સમજાય છે, તેમ એ કૃષ્ણ પણ અનાદિ પરમાત્મા છે એમ સમજાયછે રસાદિના ઈ૦— ગૂજરાતીભાષા જેમ રસ, ભાવ, વગેરેને જાણે છે તેમ કૃષ્ણ પણ રસાદિકને જાણનારા છે પૂજ ઈ૦—માટે તું એમને પૂરા મનથી પૂજ. ભાવતું ઇ૦—કહેવત છે કે " ભાવતું હતું અને વૈદ્યે કહ્યું " તેમ રાજાને એ વાત પસંદ હતી અને વળી તેમાં વૈદ્યે ( નકુળ સહદેવે ) અભિપ્રાય આપ્યો, તેથી પૃથ્વીપતિએ કષ્ટહારક હરિને ત્યાં પૂજ્યા.

નિંદા કરવા લાગ્યો તે, મળ્યા જાણનાર જ્યાં;
રજના ઉડાડનાર, ભડે અને નાખે રજ,
મેમ જેવા મભાકર, છે કૈં આણનાર જ્યાં !
તથાપિ ઘણું થતામાં, તાર્ક્ષ્ય ભીમ જેવો કવિ,
પાદ ઠોકી ઊભો થાય, છે કો તાણનાર જ્યાં. ૨૫
હુંફ્રાવિયો હિંદુસ્તાની, શું શાં કે'તા મધ્ય કવિ,
ભીમથી અધિક કોણ, વિચારજો અંતથી;
કવીશથી ઉતરતો, કે'વાય ન મારીવતી,
નાયક સુખદાયક, ખાળ્યો ખરી ખંતથી;
બાપડા બેશી રહ્યા સૌ, ભીમભડ ઊભો થયો
શાંત શાંત શિશુપાળ, છવીશ ન જંતથી;
કેની કરે મૂઢ નિંદા, જા વંધા તે વંધા આમે,
ભવે તુણ મેરૂ કરૂં, વાઠ રે' વહુંતથી ૨૬

શિશુપાળ બોલ્યો તદા, અલ્યા પિંડપોષક શું,
બકવા કરે અતિશે, બુદ્ધિ બૂડી ધાપથી;
જીતવાની ઇચ્છા ધારે, જુધ્ધ કરચ આવી ત્યારે,
ડર નથી કાંઈ મારે, તું કે તારા બાપથી;
કૃષ્ણ કામી હરામીની, કરો પૂજા અમ બેઠે,
દાન માંહી મળ્યું પુર, શે ખુએ સતાપથી;
કરો પૂજન અમારૂં, વા અમે ઉચ્ચારૂં તેનું,
માનો નવ કે' જરઠ, માપ માપો માપથી. ૨૭
ગોવાળિયો ગણતીમા ? કરી પૂજા ગ્રહો પાછી,
નીકર મરવાનો છે, આ તો આરો આપથી;
ભીમભડ ઊઠ્યો ભટ, રક્ત ઉતપલ જેવુ,
અંગ થઇ ગયું કટ, પૂર્ણ કોપ વ્યાપથી;
રદ ને અધર દાબી, આસ્ફોટન કરી વદ્યો,
જીવતો રે' જરાવાર, બકી લે આલાપથી,
કૃષ્ણાદિકે વાર્યો ત્યારે, વળી ગયો વૃકોદર,
ભીમ ને કવીશ કયહાં, ડરે શાપાશાપથી. ૨૮

---

જીવીશ નહિ—તારા પ્રાણ બચશે નહિ. વાટ ઇ૦—વહંત( વેહેનાર—આવનાર )થી કાંઇ વાટ રહે—અટકેછે ? —અર્થાત્ મુસાફરોના આગળ માર્ગ અટક્યો રહેતો નથી, તેમ અમારે કૃષ્ણનુ પ્રથમ પૂજન કરવું છે, તે કાંઇ તારી નિંદાથી અટકશે નહિ

૨૭ ધાપ—ભૂલ—ઠોકર. અર્થાત્ પ્રથમ કોનું પૂજન કરવું એ વિષે તમે જે ભૂલ કરી છે તેથીજ તમારી બુદ્ધિ બૂડી ગઈ છે દાનમાહી ઈ૦—તમને આ ઇંદ્રપ્રસ્થ ગરીબ જાણીને દાન આપે એમ ધૃતરાષ્ટ્રે આપ્યું છે। માનો ઇ૦—ભીષ્મ જરઠ ( ડોસો ) કહે છે તેનું તમે માનશો નહિ, અને માપથી માપ માપો—બુદ્ધિરૂપી ત્રાજવાંથી તોલ કરો.

૨૮ કરી ઈ૦—માટે તમે જે એની પૂજા કરી હોય તે પાછી મટો.

એવે શિશુપાળ વધ્યો, વ્યભિચારી વ્રજતણો,
ઊભો રે' અડવો કરૂં, બડવો કરૂં હવે !
નાશી છૂટય ગાશી છૂટય, નૃપતિમાં નભે નહિ,
મોરલી લે મોઘા મૂલી, ગાન ગા મીઠે રવે !
વેઢા ગણતા વિઠલ, સો પૂરા થયા છે તેવે,
ચક્ર નાખ્યું ચપ લઇ, પીડા કો અનુભવે !
જોતા જોતા માંહી ચક્ર, જીવ અને શિર લેઈ,
જતું રહ્યું ધણી પાસે, દુષ્ટ દહ્યા ત્યાં દવે !! ૨૮
આસનથી ઊભા થઇ, હથિયાર સાં'વા લાગ્યા,
ભીમભડે ઊઠી ઝટ, હાથ સાહી ખેંચિયા;
ભીષણ નિહાળી ભીમ, દુષ્ટ નીમવાળા નૃપ,
બેશી ગયા બાવરા થૈ, રેંચિયા ને પેંચિયા;
સર્વ થઈ ગયું શાંત, રાજસૂય પૂરો હવો,
ભેટાદિક લેઇ ભાગ્યા, નગ્યા કાષ્ઠ વેંચિયા;
દુર્યોધનાદિક રહ્યા, સગાઇ સંભારવાને,

---

આ તો ઈ૦—આ તો આપથી ( પોતાની મેળેજ ) મરવાનો આરો ( કાંઠો ) છે ! ભટ—તરત. ઉતપલ ( ઉત્પલ )—કમળ. વ્યાપથી—વ્યાપવાથી રદ—દાંત. આસ્ફોટન કરી—બાહુ થાબડીને. આવાપથી—વધારાથી વળી ગયો—શાંત થયો. વૃકોદર—ભીમ. ભીમ ઈ૦—ભીમ અને કવીશ ( વલ્લભ ) તે શાપથી કે અશાપથી કિંવા ઘણા શાપથી ડરે એમ કયા હોય છે ?

૨૯ અડવો—અલંકાર કે રાજ્યચિન્હ વગરનો. બડવો—અર્થાત્ માથું મુંડેલો રવે—અવાજે. વેઢા ઈ૦—શિશુપાળના સો અપરાધ હું માફ કરીશ, એવું કૃષ્ણે પોતાની માશીને ( શિશુપાળની માને ) વચન આપ્યું હતું માટે અપરાધ ગણવાને વેઢા ગણવા માંડયા. પીડા ઈ૦—એની ગાળોની પીડા વધારે વાર કોણ અનુભવે ?

વેગે સુણો વાત મારી, ભાગ કેવા વેચિયા! ૩૦
શાંત થઇ ગયા શૂર, દુષ્ટ અને મહાક્રૂર,
પૂર પાણીવાળા પણ, કર્મ જોઈ કંપિયા;
બલિદાન નરપશુ, લેઇ શાંત સભા થઇ,
અશુભની પીડા ગઇ, ચર્બીવાળા ચંપિયા;
મામો ભાણો રહ્યા બેય, નહિ કાકો ભતરીજો,
તોડ પછે થાય શેનો, પતંગશા ઝંપિયા;
શક્રપ્રસ્થસભા મધ્ય, કૃષ્ણા કથસહ બેઠાં,
શકુનિ ને સુયોધન, ગયા જાણે સંપિયા ૩૧
કાસળ કઢાવવું છે, કૌરવનું કોટિવાર,
જાણે કહ્યું તેણે કૃષ્ણ, જુઓ આવે રાય છે;
દ્રૌપદી ને ભીમે ભાળ્યું, એક ટસે તો નિહાળ્યું,
પરજાળ્યું સુખ તેણે, કથા કવિ ગાય છે;
એવે થળ ઠામ જળ, દુર્યોધને દીઠું અતિ,
મૂઢમતિ થયો તર્ત, શાણા શા વંચાય છે!!

---

૩૦ દુષ્ટ નીમવાળા—શિશુપાળનો પક્ષ કરવા રૂપ દુષ્ટ પ્રતિજ્ઞાવાળા. રેચિયાને પેંચિયા—રેંછ પે છ—માલ વિનાના બેટાદિક—રાજસૂયમાંથી જે સિરપાવ મળ્યો તે.

૩૧ બલિદાન ઈ૦—શિશુપાળ રૂપી નરપશુનું બલિદાન લેઇને સભા શાંત થઇ. મહામારી વગેરે ઉપદ્રવો પણ પશુનું બલિદાન આપવાથી શાંત થાય છે તે પ્રસિદ્ધજ છે. મામો ભાણો—શકુનિ અને દુર્યોધન રહ્યા-સભામાં આવવા બાકી રહ્યા હતા કાકો ભત્રિજો—વિદુર અને દુર્યોધન આવવા બાકી નહોતા, ને તો આવેલાજ હતા. અર્થાત્ ને બ્ને સાથે હોત તો પાછળથી દુર્યોધનની જે દશા થઈ તે થાત નહિ કૃષ્ણા-દ્રૌપદી. ગયા—સભામાં સંપિયા—સંપની સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષા.

વસ્ત્ર ઉંચાં લીધાં વેગે, રખે પલળે પાણીમાં,
ઉંચાં ચઢાવ્યાં અતિશે, વળી ઉંચાં સાંધ્ય છે. ૩૨
જોઇ તાળી આપી હસ્યાં, કૃષ્ણા અને કૃષ્ણ અતિ,
થળ એવું ત્યારે નકી, ધાર રાય મનમાં;
વસ્ત્ર નીચાં મૂકી ચાલ્યો, નિઃશંક થઈ તે માંલ્યો,
તમાશો એવે નિહાળ્યો, તેજશુ પવનમાં;
કુબકુબાં જળ ભર્યું થળ જેવું દેખાય તે,
ગર્વમાંહા ગણ્યું નહિ, તાન લાગ્યું તનમા;
નીચાં મૂકયાં વસ્ત્ર જેહ, પલળી ગયાં અપાર,
ઉંચાં નવ લીધાં તોય, ગતિ ત્યાં ગદનમા. ૩૩
હિમકણીથકી અતિ, ઠંડાપાણી મધ્ય ઠરે,
મમત કરે તથાપિ, ચતુરાઇ દાખવા;
કૃષ્ણશુ કટાક્ષ કરી, કોળેકોળ લેઇ કૃષ્ણા,
કૃષ્ણશુ હસે અપાર, પય ચિવાખવા;
હસવાનું કારણ ત્યાં, ભીમભડે જોયું જાણ્યું,
હા હા કરી અટ્ટહાસ્યે, હસ્યો રૂડું રાખવા;
એવે હ્રદ આવ્યો મોટો, શો પચાસ ડૂમે હાથ.

ડૂબ્યો રાય તેમાં તર્તે, વામ લાગ્યો નાખવા. ૩૪
મુકુટ જે માથાકેરો, પડી ગયો ડૂબી ગયો,
શોધ્યો પણ લાધ્યો નહિ, રાય તરી નીકળ્યો;
માતુલ શકુનિ જેહ, પૂઠે ચાલતો હતો તે,
કોરો કટ રહ્યો તે તો, પથ ભ્રમિત કળ્યો;
રાયનો ન સા'યો હાથ, શકે ડૂબવાનું મારી,
વાહ ! વેળા શી વિચારી, હેવાલ આ સાંભળ્યો ! !
વલ્લભ કવીશ વદે, મટ્યો રાય મહામદ,
ઘટ્યો ગુણહીન થયો, વડો થતામાં બળ્યો. ૩૫
ભીનું વસ્ત્ર બાંધી શિર, ચાલ્યા જવાનું કરે તે,
માર્ગ લાધે નવ એક, અરે કરવું કશું ?

---

૩૪ હિમકણ—બરફના પરમાણું. ચતુરાઈ દાખવા—અર્થાત્ મને જળ જેવું લાગેછે તથાપિ આ સ્થળ છે તે હું સમજું છું એમ બતાવવાને. કટાક્ષ—વાંકી આંખથી અણસારા કોળેકોળ લેઇને—શ્વામ રોકાઇ જાય તે પ્રમાણે. પયઇ૦—પય ( દૂધ ) જેવું લાગતુ ઝેર ચાખવાને. હમણા તો હાસ્યથી આનંદ ઉપજેછે પણ તેનું ઝેર જેવું માઠું પરિણામ ભોગવવાને. અટ્ટહાસ્યે—અતિશય મોટેથી હાસ્ય કરીને. રૂડું રાખવા-દુર્યોધનની હાસી થવાથી—શત્રુની ફજેતી તે પોતાનું રૂડું એમ જાણી ખૂબ હસવા લાગ્યો. હદ—પાણીનો ધરો. વામ નાખવા લાગ્યો—તરવા લાગ્યો કે હાથ પછાડવા લાગ્યો.

૩૫ માતુલ—મામો. પથ ઇ૦—તેણે ભ્રમિત કરનાર પથ( માર્ગ ) ને કળ્યો ( જાણી લીધો ). શકે ઇ૦—રખેને હું પણ ડૂબી જઉં, એમ ધારીને રાજાનો હાથ સુદ્ધાં ઝાલ્યો નહિ. વાહ ઇ૦—કવિ કહે છે કે વાહ ! શકુનિ મામાએ પણ વખતનો શો વિચાર કર્યો !! અર્થાત્ સમયપર સાહાય ન કરતાં દૂર ખશી ગયો ! મટ્યો ઇ૦—રાજાનો મોટો મદ ઉતરી ગયો ! ઘટ્યો—( મદથી ). બડો ઇ૦—પોતે બડો થવા ગયો એટલામાં તો તે બળી ઊઠ્યો.( હાસી થવાથી ).

એવે એક દ્વાર દીઠું, મીઠું લાગ્યું મન મધ્ય,
નિકળી જવા વિચાર્યું, જાય કયાં જગ્નપશુ !
ભીમાદિક ભાળે નહિ, તેમ ઉતાવળો ચાલ્યો,
બંધદ્વાર ભ્રમ હતો, ન ખુલ્યું એકે તસુ;
અફળાયું શીશ અતિ, પડ્યો રાય પૃથ્વી પર,
શૃગાલ શું સાંય હસ્તી, શકુનિકેરૂં તશું. ૩૬
પડ્યો રાય જોઇ ખોઇ, ખુશી ઊડી આવ્યા સર્વ,
ભીમભડ કહે ભાઈ, ભ્રમિત શેણે થયા ?
કૃષ્ણા મંદહાસ્ય કરી, બોલી બોલ બોલવાનો,
દિયેરજી ખોટું થયું, ઉઘાડે માથે રહ્યા !
ભીમ હસી કહે પ્રિયા, અંધસુત અંધ માટે,
માથુ ફોડી ઊભો રહ્યો, ગુણ વારિમાં વહ્યા ! !
ઠેકાણે રાખો મોઢું ત્યાં, કૃષ્ણ કહે હા હા એમ,
રંગ તેવો પાસ બેસે, વંવાઇ એ તો ગયા ! ! ૩૭
યુધિષ્ઠિરે જાણી વાત, ઝટ દોડી આવ્યા તહીં,
અન્ય વસ્ત્ર આપી કરી, હસતાં નિવારિયાં;

---

૩૬ જગ્નપશુ—યજ્ઞમાં હોમવાને આણેલા પશુ જેવો અસ્વતંત્ર. બંધદ્વાર ઈ૦—જે દ્વાર દુર્યોધને ખુલ્લુ ધાર્યું હતું તે દ્વાર તો વસ્તુતઃ બંધ હતું, અને ખુલ્લું દેખાવાનો માત્ર ભ્રમ હતો. પડતા રાજાને શકુનિએ ઝાલ્યો કેમ નહિ ? શૃગાળ ઈ૦—શૃગાળ હસ્તીને શું સાંય (પકડી રાખે) ? શકુનિનુ પણ તશુ( તેવુ )જ જાણવુ.

૩૭ ખોઈ ઈ૦—રાજાને ખરેખર વાગવાથી હાસ્યથી થયેલી ખુશી તજી દેઈને બોલવાનો બોલ—મેહેણા રૂપ ઉઘાડે માથે રહ્યા ! મુકુટ રહિત થયા—રાજ્યચિન્હ નાશ પયું ! અંધસુત—આંધળા ધૃતરાષ્ટ્રનો છોકરો. રંગ તેવો ઈ૦—આંધળાનો રંગ લાગવાથી આંધળાપણાનો પાસ બેસે, એમાં આશ્ચર્ય નથી !

દુર્યોધને દાબી હોઠ, પાણિ પીશી વાર વાર,
રક્તનેત્ર કરી નાખ્યા, દીન હીન ડારિયાં;
જુવતી તું જોજે જોજે, વૃકોદર વારૂ વાત,
એમ કહી ચાલ્યો ગયો, વેણ હૃદે શારિયાં;
યુધિષ્ઠિરે વાર્યો અતિ, ડાર્યો કૃષ્ણજીએ તેમ,
લલકાર્યો ભીમભડે, વેર એ વધારિયાં ! ! ૩૮

હસ્તિનાપુરે ગયા તે, મળ્યા ચાર જણ ત્યાંહી
ચોકડીને ધાટે બેઠા, વિચારતા વારતા;
ચંડાળ ચોકડી મળી, નિર્ણય કર્યો ત્યાં નકી,
વિદુર પઠાવ્યા તર્ત, ધ્યાનમાં શું ધારતા;
ધૂતની રમત જેહ, યુધિષ્ઠિર જાણે નહિ,
રમાડી હરાવી લીજે, હણો લહો ગારતા;
શક્રપ્રસ્થ પોંચ્યા એવે, વિદુરજી વાટ કાપી,
કાકા ભત્રીજા મળ્યા, કે ધૂતથી ડારતા. ૩૯

---

૩૮ દુર્યોધનના ક્રોધના અનુભાવ વર્ણે છે: દાબી હોઠ ઇ૦ પાણિ—હાથ દીન ઇ૦—દીન અને હીન મનુષ્યો દુર્યોધનનો ક્રોધ જોઇ ડરી ગયાં! અર્થાત્ તેથી ભીમાદિક કાંઇ ડર્યા નહિ. જુવતી ઇ૦—દુર્યોધને દ્રૌપદીને અને ભીમને કહ્યું કે જુવતી ! તુ જોજે જોજે—ખબર રાખજે, અને હે વૃકોદર ! વારૂં પછી તારી વાત છે ! અર્થાત્ આ મારી મશ્કરી કરી છે તેનું હું વેર લેઇશ. વાર્યો—ભીમને ( પ્રત્યુત્તર આપતાં ) ડાર્યો—( ભીમને ). તોયપણ ભીમભડે તેને લલકાર્યો—'જા, તારાથી થાય તે કરી નાખજે ! એમ કહ્યું.

૩૯ ચોકડીને ધાટે—ચંડાળ ચોકડીની પેઠે. પઠાવ્યા—મોકલ્યા ( પાંડવો પાસે તેમને બોલાવવાને ). ચંડાળ ચોકડીએ શો નિશ્ચય કર્યો હતો તે કહે છે: ધૂતની ઇ૦. કાકા ભત્રીજા—વિદુર અને પાંડવો. કે ઇ૦—મળ્યા કે તરત વિદુરે ઉપદેશ કર્યો કે દુર્યોધનના કહેવાથી હુ તમને તેડવા

યુધિષ્ઠિરે કહ્યું તાત, એ તો છે પ્રતિજ્ઞા મારી,
દ્યૂત સમરે તેડે કો, જવા મારે નેમ છે;
આ તો તેડવા પઠાવ્યા, હવે બેશી રહું કેમ ?
પરવાર્યો એમ કહી, ધર્મ તહીં ક્ષેમ છે;
ચાર બંધુ સાથ ચાલ્યા, કૃષ્ણા પણ કને રહી,
તૃષ્ણા સુખકેરી તજી, કેવું મારે જેમ છે;
રથારૂઢ આવ્યા સર્વ, દુષ્ટ રીઝયા જોઇ અતિ,
સાધુ જન દુખી થયા, રંક પર રેંમ છે. ૪૦
ચંડાળચોકડી મળી, દશ કે વધારે તેથી,
માન સનમાન અતિ, ખાનપાન આપિયાં;
આવોજી આવો પધારો, તમો આવ્યે સુખી અમો,
સમો સાચો લાધ્યો પામ્યા, કષ્ટ તમે કાપિયાં;
સેવક જ્યાં એક લાગે, ત્યાં શતથકી અધિક,
ઠીકાઠીક કર્યું સહુ, વા'લ અતિ વ્યાપિયાં;
નિઃશ્વાસ નાખી નરેશ, નર સામું જોઇ વધા,
દુષ્ટ દાવ રચ્યે કેવા, સજ્જન સંતાપિયાં ! ૪૧

---

આવ્યો છું, પણ દ્યૂત રમવુ વિનાશકારક છે માટે તમે તે કબૂલ કરશો નહિ !

૪૦ તાત—વિદુરનું સંબોધન દ્યૂત સમરે ઇ૦—કોઇ દ્યૂત રમવાને તેડે તો ત્યાં જવું અને કોઇ સમરે( સંગ્રામમા )તો ત્યા જવુ ધર્મ ઇ૦—તમે એમ કહેશો કે જાણી બૂઝીને દ્યૂત રમવા જશો તેમા હાનિજ થશે, તો હું કહુંછુ કે જ્યાં ધર્મ છે ત્યાજ પરિણામે ભલુ થવાનું છે. સાધુજન કેમ દુઃખી થયા તે કહેછે. રંક ઇ૦—કેમકે પાડવો ગરીબોના ઉપર રેહેમ રાખતા હતા, તેમને આમ દ્યૂતમા ફસાતા જોઇને સાધુજન દુઃખી થયા.

૪૧ તમો ઇ૦—તમો આવ્યે અમો સુખ પામ્યા અને સાચો સમો લાધ્યો, એ અન્વય. નરેશ—યુધિષ્ઠિર નર સામું—અર્જુન સામું. દુષ્ટ—દુર્યોધન વગેરે

રાયધર્મ પાળવાને, દ્યૂત રમવું છે મારે,
તાલમેલ તાજી કરે, દુષ્ટ દુષ્ટ કાજ છે;
હશે ભાવિ તેજ થશે, હુવે ચાલો મંડપમાં,
ભેટું ભીષ્માદિને જઇ, ગ્રહ વાંકા આજ છે !
વાત એમ કરી ઊઠી, મંડપમાં ગયા પાંચ,
દીઠા અરિઓ અપાર, શું રાક્ષી આ રાજ છે;
થવાનું હોય તે થાય, નમ્યા ભીષ્માદિને પાય,
પિતામહ ! કૃત્ય આવે, કુરૂકુળ લાજ છે !! ૪૨
ભીષ્મ વધ્યા નવ કાંઇ, દ્રોણાદિકે નીચું લહ્યું,
ધૃતરાષ્ટ્ર વધ્યા ત્યારે, વત્સ ! આ તો ખેલ છે;
કૃપ દ્રોણ ભીષ્મ સુણી, ઊઠી ગયા ત્યાંથી ઝટ,
એવે દાસે દ્યૂત આણી, મૂક્યું પૂરે મેળ છે;
પાસા પાણિ મધ્ય લેઇ, શકુનિ રમવા આવ્યો,
બરાબરીઓ નથી એ, વક્ર ને વહેલ છે;
રાય સાથે રાય દીપે, સુયોધન ઊઠો રમો,
સર્વે કહ્યું ખરી વાત, ભુંડી આ તો બેળ છે. ૪૩
દુર્યોધન વધ્યો તદા, એ હારે તો હાર્યા અમો,

---

૪૨ રાયધર્મ—રાજાનો ધર્મ. કોઇ દ્યૂત રમવા કે સંગ્રામ કરવા બોલાવે તો રાજાએ જવુંજ જોઇએ, એવો પરંપરાગત ધર્મ હોવાથી. દુષ્ટ ઇ૦—દુષ્ટનું આ દુષ્ટ કાજ છે. શું ઇ૦—શું આ રાજ તે કોઇ રાક્ષી ( રાક્ષસોનું ) છે કે કેમ ? પિતામહ ઇ૦—ભીષ્મને નમીને યુધિષ્ઠિરે કહ્યું કે, હે પિતામહ ! આવા કૃત્યથી કુરૂકુળને લાજ લાગે છે !!

૪૩ વત્સ—દીકરા ! સુણી—( ધૃતરાષ્ટ્રની વાણી ). કેમકે ધૃતરાષ્ટ્ર પણ કપટદ્યૂતમાં અનુમતિ આપે છે એ અન્યાય છે માટે ક્ષત્રિયધર્મવાળાને ત્યાં બેસવું ઘટે નહિ. વક્ર—વાંકો—વાંકા બોલો. ભુંડી ઇ૦—આ બેળ ( જોડ ) ભુંડી છે—સારી નથી !

એ જીતે તો અમો જીત્યા, પછે કશો બાધ છે ?
ભૂમિપાળ એ પણ છે, યુધિષ્ઠિર જેવો જાણ,
માતુલ છે મારો વળી, સત્યતામાં સાધ છે !
સુણી બોલી ઊઠ્યા ઘણા, બાધ નથી બાધ નથી,
દુર્યોધન ખરૂં કે'છે, ધર્મ અપરાધ છે,
સામો આવી બેઠો તર્ત, વદ્યો શર્ત કરો રાય,
ગર્તમાંહી ગાડચા જાણો ! આ પાશ આ વ્યાધ છે ૪૪
ધર્મનંદન વદ્યા ત્યાં, વાત થાય અવળી આ,
સુણ્ય શકુનિ કહુ હું, પાસા નાખ્ય તું ભલે;
શર્ત સુયોધન કરે, વાણી વદે મુન્જશુ તે,
સર્વે કહ્યુ હા હા એમ, દાવ માંડીઓ બળે !
સાગરતરંગ જેમ, ચઢે અને ઉતરેછે,
તેમ ભીમાદિક ભાળે, અંતર ઘણું બળે !
પે'લું પણ કર્યું નૃપ, ઇંદ્રપ્રસ્થ પુરકેરૂ,
હારી ગયા હેલા માહી, સત્ય જ્યાહી નાં મળે !! ૪૫
બીજા પણ મધ્ય હાર્યા, પૃથ્વીતણુ રાજ્ય સર્વ,
ત્રીજુ પણ કર્યું ત્યારે, દાસ દાસી ધનનુ,

---

૪૪ ભૂમિપાળ—રાજા એ—શકુનિ સાધ—સાધુ પુરૂષ ધર્મ ઇ૦—ધર્મનો અપરાધ છે ( શકુનિ સાથે રમવાનુ ના કહે છે માટે ) બેઠો—( શકુનિ ) કવિ કહે છે કે, ગર્ત ઇ૦ હવે યુધિષ્ઠિર વગેરેને ગર્ત ( ખાડા મા ) ગાડચા ( દાટચા ) એમ જાણો ! કેમકે આ ( પાસા રૂપી ) પાશ ( ફાંદો ) છે અને આ ( શકુનિ રૂપી ) વ્યાધ ( પારધિ ) છે.

૪૫ બળે—બળાત્કારે પણ—સરત કેમ હારી ગયા તેનુ કારણ કહેછે સત્ય ઇ૦—જ્યા સત્ય છેજ નહીં ત્યા હારીજ જવાય અર્થાત્ શકુનિએ કપટ કરીને યુધિષ્ઠિરને હરાવ્યા

સવળા પાસા પડયા ત્યાં, યુધિષ્ઠિર જીત્યા જાણયે,
અવળું વધા ત્યાં સર્વે, ખરૂં પડ્યું જનનું !
અનેક વાયસ મળ્યા, રાજહંસ એક તેમાં,
કશુ કરી શકે તેહ, ફાવિયું દુર્જનનું;
ભીમભડ દાબી દંત, વધો આડું બોલો અલ્પા,
મોત વિના મરો નક્કી, વેણ ખગ મનનું !! ૪૬
નાખવો ફરીથી દાવ, નીકાલ થયો ત્યાં એવો,
શકુનિ જીત્યો છે તેમાં, બીજું પણ કર્યું ત્યાં,
એમ પણ પારવનાં, કરી હરાવિયો રાય,
યુધિષ્ઠિર જીત્યો જ્યારે, વાંકાપણું ધર્યું ત્યાં;
પંચ ભાઇતણા પિંડ, હારી ગયો પાંડવ તે,
હાહાકાર હવો મોટો, અધર્મથી હર્યું ત્યાં;
યુક્તિ વિદુરાદિકની, સિદ્ધ થઇ સત્વર જ્યાં,
અંધે બંધ તોડયા સર્વે, કાર્ય કૈંક સર્યું ત્યાં. ૪૭
કૃષ્ણાએ વરદાનથી, મહાન છોડાવ્યા પતિ,
રથે બેશી ગયા ચાલી, વળી પાછા તેડિયા;
પુનર્પિ મંડાણું દ્યૂત, યુધિષ્ઠિર હાર્યા તેમાં,
વાજ્યા નવ વળયા પાછા, ઉખરના ખેડિયા ?

---

૪૬ સર્વે—દુષ્ટ મંડળમાના જેનારાના ખરૂં ઈ૦—બહુ જને કહ્યું તે ખરૂં પડયું—ખરૂં માનવું પડયું ! વેણઈ૦—આ વેણ હું ખરા મનનું કહું છું.

૪૭ હાહાકાર ઇ૦—જ્યારે આવી રીતે અધર્મથી યુધિષ્ઠરનું સર્વસ્વ હરણ કર્યું ત્યારે મોટો હાહાકાર થયો ! ( પ્રજામા ). યુક્તિ ઇ૦—વિદુર વગેરેએ મળી દ્રૌપદીને આંધળા ધૃતરાષ્ટ્ર પાસે મોકલી તેની પાસેથી દ્રૌપદીને વરદાન અપાવ્યું તેથી દ્યૂતમાં હારી ગયેલુ સર્વસ્વ પાછું મળ્યું.

કૃષ્ણા કામિની સમેત, હારિયા હેલ ની માંય;
સભામધ્ય આણી તેને, વિષઆમ્ર વેડિયા;
સુણી વાત એવી આવ્યા, સભામધ્ય ભીષ્મ દ્રોણ,
જોઇ રહ્યા રોઇ રહ્યા, છતાળા છછેડિયા ! ૪૮
ચતુરાનાં ચીર ખેચ્યાં, ચતુર્ભુજે સા'ય કીધી,
બોલ્યા નવ તોય કોઇ, શ્રીમંતનું સર્વ છે !
કર્ણે પંડતિલ કહ્યા, દુર્યોધને દાખ્યો અંક,
દ્રૌપદી વદી ન કાંઇ, પુણ્યક્ષેત્ર પર્વ છે !
દાસી કરી રાખવાની, દુષ્ટે હઠ લીધી જ્યારે,
ત્યારે કૃષ્ણા કથી વેણ, ગાંડો સૌનો ગર્વ છે !
ભીષ્મ દ્રોણાદિક બેઠા, નેક ન્યાયી સત્યધર,
ખુલાસો કરી દે ખાંતે, ધ્યાન મધ્ય ધર્વ છે !! ૪૯
દુષ્ટ સાથ દ્યૂત રમી, પે'લા હાર્યા મારા પતિ,

---

૪૮ પુનર્પિ—પુનરપિ ( ફરીને પણ ). વળ્યા ઇ૦—ઉખરના બેડિયા ( ખાર ભૂમિમા ખેડીને વાવેલા દાણા ) શુ પાછા વળ્યા છે ? નથીજ વળતા. તેમ યુધિષ્ઠિર આ વખત જે દ્યૂતમાં હારી ગયા તે પાછા વળ્યા નહિ—હતા તેવા થયા નહિ ! અર્થાત્ કાંઈ પાછું મળ્યું નહિ. વિષ ઇ૦—દ્રૌપદીને સભામા આણીને દુર્યોધનાદિએ વિષના આમ્ર ( આંબા ) વેડ્યા.!—ઝેરના ફળનો સંચય કર્યો ! છતાળા—બળ, પરાક્રમ, વગેરેની છતવાળા પાડવોને.

૪૯ ચતુરાનાં—દ્રૌપદીનાં ચતુર્ભુજે—કૃષ્ણે. શ્રીમંતનું ઇ૦—અહી ન બોલવા રૂપ વિશેષ અર્થનુ 'શ્રીમંતનું સર્વ છે' એ સામાન્ય વાક્યવડે સમર્થન કર્યું છે માટે અર્થાંતરન્યાસાલંકાર પંડતિલ—બાયલા. અંક—ખોળો. દ્રૌપદીને કહ્યું કે આ ખોળાં ઉપર બેશ. દ્રૌપદી ન વદી તેનું કારણ કહેછે. કેમકે એ સ્થળ યુધિષ્ઠિરે સર્વસ્વદાન કરવા જેવું પુણ્યક્ષેત્ર છે અને એ સમય પર્વ જેવો છે ! વક્રોક્તિ. ખુલાસો કરી દે—( દ્રૌપદીના પ્રશ્નનો ). ધ્યાન ઇ૦—દ્રૌપદીના ધ્યાનમાં ધર્વ( સંતોષ ) છે. અર્થાત્ તે જાણતી હતી કે મારા પ્રશ્નનો ખુલાસો કોઇથી અન્યથા થવાનો નથી.

સમસ્ત વસ્ત ને કાય, સાંભળજો વારતા !
પછે પણ કર્યું મારૂં, કેયી પેર કરાય તે,
ન્યાય ન્યાયી થઈ કરો, દાસ થવા ડારતા;
પાંડવની સ્વામિની હું, વેણ વાંકાં સુણું આજ,
વિધિસમ પિતામહ, ખોટું નથી ધારતા ! !
ભીષ્મે ન્યાય કરી તર્ત, મુક્ત કરાવી સતીને,
ચંડાળચોકડી ત્યારે, મર્મબાણ મારતા. ૫૦
ભીષણ સ્વરૂપી ભીમ, જોતજોતા મધ્ય હવો,
વેણ બાણ વાગ્યાં તેણે, થયું લાલ અંગ છે,
દુઃશાસન રૂપી પશુ, પંચાનન રૂપ ધારી,
વિડારવો મારવો છે, તેણે રંગ ભંગ છે;
કકડાવી મૂકે દંત, શકે તીવ્ર કરાવે તે,
જંઘાને થાબોટે ઘણી, રાડ્ય માંહી રંગ છે;
નીચા ઉંચા હાથ કરી, શકે સાંધી મૂકે શર,
હણે શું કૌરવ શત, જૂદા હજી જંગ છે. ૫૧

---

૫૦ દ્રૌપદીનો પ્રશ્ન વર્ણવેછેઃ દુષ્ટ ઇ૦. કાય—પોતાનું શરીર પછે ઇ૦—પોતાની જાતને હારી ગયા પછી મારૂં પણ ( શરત—હોડ ) કર્યું તે કયી રીતે કરી શકાય ? અર્થાત્ પોતાની જાત હારી ગયા પછી તે અસ્વતંત્ર હોવાથી સ્વતંત્ર રીતે પણ કરી શકે નહિ ! દાસ ઇ૦—જે દાસ થવાને ડારતા હોય તે ન્યાય કરો સ્વામિની—પત્ની. વિધિસમ ઇ૦—અને એમ છતાં વિધિ ( બ્રહ્મા ) જેવા પિતામહ ( ભીષ્મ ) 'તે ખોટું થાય છે' એમ ધારતા નથી, એ આશ્ચર્ય છે ! ! મારતા—( ચંડાળચોકડીના માણસો ).

૫૧ ભીષણ ઇ૦—તે વખતે ભીમ તત્કાળ ભીષણ ( ભયાનક ) સ્વરૂપવાળો થયો ! લાલ—( ક્રોધથી ) બાણ વાગે ત્યારે રક્ત નીકળવાથી લાલ અંગ થાય છે, એ પ્રસિધ્ધજ છે ઉત્પ્રેક્ષા. દુઃશાસન ઇ૦—( રૂપક ). તેણે ઇ૦—તેથી ત્યાં રંગમાં ભંગ થયો ! તે ક્રોધથી દાંત કટકટાવતો હતો

ઘન જેવી ગર્જનાથી, વદ્યો ભીમભડ વેગે,
ધિઃક મળ્યા ક્ષત્રી સર્વ, ભીષ્માદિક ધિઃક છે!
ધર્મ કર્મ ધારે નહિ, અધર્મથી વારે નહિ,
પાપે પરવારે નહિ, અરે યમબીક છે ! !
દુઃશાસન દુષ્ટને હું, કરડી ખાઇશ કાચો,
શૂર સાચા કરો સાંય, જાણું ઠીકાઠીક છે !
જુઓ આ છે ગદા મારી, સદા નરભક્ષણી જે,
કદા પાછી ફરે નહિ, અધિકી આ ઢીક છે ! ! ૫૨
આ ગદાઘાતે કરીને, દુર્યોધનકેરી જંઘા,
કચરીને ફૂટો કરૂં, તો તો ભીમ નામ છે !
સો સુત આ અંધકેરા, એકલો હું હણું નિશ્ચે,
ન હણું તો પડું નર્કે, સાક્ષી આ તમામ છે ! !
લઘુ ભ્રાત મારો પાર્થ, હણે કર્ણને ખચીત,
શકુનિના પ્રાણ લેવા, લઘુભ્રાત હામ છે;
મોટી આ પ્રતિજ્ઞા મારી, કદાપિ ખોટી ન થાય,
જીવો જીવાય ત્યાં લગી, ધર્મની લગામ છે. ૫૩

---

તે વિષે ઉત્પ્રેક્ષા કરે છે. કકરાવી ઇ૦. રાડયમાહી—યુદ્ધ કરવામા આ કવિતમા લાલ અંગ થવું, દાત કકરાવવા, જંઘા થાબોટવી, ઉંચા નીચા હાથ કરવા, એ વગેર રૌદ્રના અનુભાવ વર્ણ્યા છે

૫૨ અરે ઇ૦—અરે તમને યમની પણ બીક છે કે નહિ? જાણું ઇ૦—એને સાહાય કરો એના સાચા શૂર કયા છો તે હું જાણું છું કે સર્વે ઠીકાઠીક છે! અર્થાત્ માલ વગરના છે. અધિકી ઇ૦—અને એ ગદા કરતા પણ આ મારી ઢીક અધિકી છે!

૫૩ ગદાઘાતે—ગદાના પ્રહારથી. ધર્મની ઇ૦—હું મારી પ્રતિજ્ઞા હમણાજ ખરી કરી બતાવત, પણ ધર્મરાજાની મર્યાદાને લીધે હું હમણા તમને હણતો નથી, માટે તમારાથી જીવાય ત્યાં લગી જીવો !

દુષ્ટ બોલ્યા બોલ જે જે, તોડી નાખ્યા તે તે સર્વ,
ગર્વ ને ગુમાન ગાળ્યાં, ધાર્યાં વનફૂલ છે;
બંધાયલા ધર્મબંધે, સિંહ જેમ પિંજરામાં,
તેમ નિરૂપાયી ચાલ્યા, મોટું જેનું કુળ છે;
યુધિષ્ઠિરને નિહાળી, ભીમભડ અંગ અગ્નિ,
અતિશય લાગ્યો જાણ્ય, માઠાનું આ મૂળ છે;
પૂઠે આવ્યા લોક વાળી, રડતી મા મૂકી ભાળી,
લીધી કૃષ્ણા સાથ બાળી, દૈવ પ્રતિકૂળ છે!! ૫૪
વેણુ રૂપી કંટક જે, પરોવાઇ ગયા પૂરા,
નીકળે ન ખેંચતાં તે, હૃદે પડ્યા સોંસરા;
ભીમભડ કેરાં રોમ, તેટલા કંટક નકી,
અનુદિન ઊભાં રહે, ઝૂકતાં નહિ જરા;
શ્વાસ ને નિઃશ્વાસ મૂકે, યુધિષ્ઠિર સળગે છે,
પવન રૂપ પાંચાલી, ધારતી જરાતરા;
ધર્મધર ધર્મરાય, ધર્મને ન ત્યાગે કદી,
શાંત કરે વદી વેણ, દા ન પડે પાધરા. ૫૫

---

૫૪ નિરૂપાયી—ઉપાય વગરના. માઠાનું—આ બધું માઠું થવાનું મૂળ આ ધર્મરાજા છે..

૫૫ ભીમભડ ઈ૦—જેટલાં ભીમનાં રૂવાં હતાં તેટલા કંટક છે એમ નક્કી જાણવું; અને તેથીજ તે રોમ અનુદિન ઊભાં રહેતાં હતાં. અર્થાત્ તે કાંટા ભીમને રૂંવે રૂંવે વાગ્યા હતા! શ્વાસ ઈ૦—ભીમ જે શ્વાસ અને નિઃશ્વાસ રૂપી અગ્નિ મૂકતો હતો તેવી યુધિષ્ઠિર રૂપી કાષ્ઠ સળગી જતું હતું અને પાંચાલી (દ્રૌપદી) તેમાં જરાતરા પવનનું રૂપ ધારતી હતી—ઉમેરણ કરી આપતી હતી કે ભીમના વચનને ટેકો આપતી હતી. શાંત ઈ૦—ધર્મરાજા તેમને વેણ વદીને શાંત કરતા હતા તેથી પાધરા દા (દાવ)

ગજપુર મૂકી ગયાં, આ વનથી પેલે વન,
બ્રાહ્મણ ભીખારી સાથે, ભોગ છે દાતારના !
મહાકષ્ટ વિષે ચિંતા, બ્રાહ્મણના ઉદરની,
મેળવ્યું અક્ષયપાત્ર, સુખી થયા ત્યાગના;
સગા વા'લા મળ્યા આવી, સર્વ યુદ્ધ કરવા કે',
અન્યાયીને અન્યાયથી, જીતો કરો વાર ના;
માને નવ યુધિષ્ઠિર, શિરસાટે વસું વન,
પવન અધર્મકેરો, અંગે અડે સાર ના. ૫૬

## હિતેચ્છુહિતવચન.

કૃષ્ણ મળ્યા આવી જ્યારે, ત્યારે વધ્યા તર્ત તે તો,
ચેતો ચેતો હે ચતુર ! હજુ સા'ય સૂર છે,
અરે રે હું પાસ નો'તો, વેળા જાય વીતી હવે,
ઉતાવળા થઇ લહો, કૃત્ય મહાક્રૂર છે !
તમારા જે સા'યકારી, દુશ્મનના થયા તેહ,
ઉપાય ન કર્યો કાંઇ, ભૂલ ભરપૂર છે !
ચાલો ચાલો ચાપ કરી, યાદવ હું તડું સર્વ,
ગર્વ તોડું કૈરવનો, વસ્યો વન્હિ ઉર છે ! ૫૭

---

પડતા નહોતા ! યુધિષ્ઠિરને ક્રોધ ઉપજતો નહોતો તથા તેથી તત્કાળ વેર લેવાનો ભીમનો વિચાર પેશ જતો નહોતો.

૫૬ ગજપુર—હસ્તિનાપુર. અક્ષયપાત્ર—જેમાં રાંધેલું અન્ન ખૂટે નહિ એવું પાત્ર. પવન ઈ૦—હું મારા માથા સાટે વનમાં વસું; પણ અધર્મનો પવન મારે અંગે અડે તે સારો નહિ ! અથવા તેમાં સાર નથી !

૫૭ તે—કૃષ્ણ. હે ચતુર—હે ચતુર પાંડવો ! હજુ ઈ૦—હજુ શૂરા

ઘૂત રમાડી હરાવ્યા, યુદ્ધઘૂત માંડી રમો,
હારો તવ વસો વન, આ તો ખોટી વાત છે!
સગા અમે કામના શા, આમ છતાં દુઃખ વેઠો,
રૂચે નવ રજ ભ્રાત, આ તો પૃથ્વીપાત છે;
સજો સજો શસ્ત્ર અસ્ત્ર, ઊઠતા નથી શે કોઇ,
પૂરી થઇ પ્રતિજ્ઞા તો, શકે દ્વિજજાત છે!
ક્ષત્રીકેરો ધર્મ ધરો, દ્વિજવૃત્તિ પછે કરી?
ઉત્તર ઘો યુધિષ્ઠિર, ગાઢી આ તો ઘાત છે!! ૫૮
સાત્યકિ સલક્ષણો ત્યાં, નમન કરી સહુને,
વધો વેણ સુખદેણ, દુઃણ દુઃખ દુ.ખ છે;
કપટથી નાશી હારી, કરવો અરણ્યવાસ,
ધિઃક શિષ્ય મારા જેવા, શે ન બળ્યું મુખ છે!
સુખે વાસ વસો વને, આજ્ઞા આજ આપો મને,
તાલાવેલી લાગી તને, વેરી મન સુખ છે;
છતી આવું એકલો હું, નથી બીજાકેરૂં કાજ,

---

રાજાઓ તમને સાહાય કરનારા છે કૃત્ય ઇ૦—કેમકે કૌરવોનું આ કૃત્ય મહાનિર્દયતા ભરેલું છે! વન્હિ—વૈર રૂપી અગ્નિ.

૫૮ ઘૂત ઇ૦—જો તમને ઘૂત રમાડીને તેમણે હરાવ્યા તો તમે યુદ્ધ રૂપી ઘૂત માંડીને રમો, અને તેમાં હારો તો પછી વનમાં વસો; પણ વગર યુદ્ધ કર્યે તમે આમ નિર્બળની પેઠે વનમાં વસો, એ તો ખોટી વાત થાય છે! પૃથ્વીપાત છે—પૃથ્વી રસાતળ જવા જેવું છે! પૂરી ઇ૦—જો તમે પ્રતિજ્ઞા પૂરી કરશો—બાર વર્ષ વનમાં રહેશો તો રખેને તમારી જાતિ દ્વિજની (બ્રાહ્મણની) થઇ જશે! અર્થાત્ યુદ્ધાદિ કર્મ વીસરીને તમે બ્રાહ્મણ જેવા શાંતવૃત્તિવાળા બની જશો!

રાજ્ય લીજે અરિકેરૂં, રાડની એ રૂખ છે. ૫૯
ધૃષ્ટદ્યુમ્ન વદ્યો વેગે, ભગિની મારીનાં વસ્ત્ર,
શસ્ત્રધર અમો છતાં, કોણ ખેંચનાર છે?
સજ કરી સૈન આવ્યો, દર્શન કરાવા આજ,
રાજ્યકાજ અન્ય કહો, શત્રુમાં શો સાર છે?
ક્ષત્રી થઇ દ્વિજવૃત્તિ, ધારી બેઠા ભાગ્રે તમે,
અમે કાર્ય કરો તેહુ, ભુંડાના શા ભાર છે?
યુદ્ધકાજ જાઉં છું હું, કૌરવને જીતી આવું,
વધારે શું વદું હવે, વાતમાં વિચાર છે!! ૬૦
રક્ત નેત્ર કરી વદ્યો, પૂર્ણ છે પ્રસિદ્ધ વાત,
દ્રોણતણો કાળ સુને, સર્વ માને લોક છે;
કૌરવના સાંધકારી, કદા વૃદ્ધ થાય એ તો,
લય થાય લેશમાંય, વાણી આ અલોક છે;
બીજા યોદ્ધા એના જેહ, સ્વલ્પ રહ્યા માનું તેહ,
વીખેરૂં વાયુ મેહ, શાનો મન શોક છે;
ધૃષ્ટદ્યુમ્ન નામ મારૂં, ધ્યાન યુદ્ધતણું ધારૂં,
શત્રુ જેવા કૈંક હારૂં, કૌરવ શો ફોક છે! ૬૧

---

૫૯ ધિક ઇ૦—તો પછી મારા જેવા શિષ્યને ધિક્કાર છે (સાત્યકિ અર્જુનનો શિષ્ય હતો માટે). તને—શરીરે. રાડની ઇ૦—યુદ્ધ કરવાનો ખરેખરો હેતુ એ છે.

૬૦ રાજ્યકાજ ઇ૦—તમારા શત્રુ તો જાણે જીતાયલાજ છે—એમને જીતવા એ તો એહુજ બને એવું છે, પણ બીજું કાંઇ રાજ્ય સબંધી કાજ હોય તે પણ કહો.

૬૧ દ્રોણતણો ઇ૦—દ્રોણનું મૃત્યુ કરવાને માટે દ્રુપદરાજાએ યજ્ઞ કરી ધૃષ્ટદ્યુમ્નને ઉત્પન્ન કર્યો હતો, એ વાત પ્રસિદ્ધ છે. કૌરવના ઇ૦—કદાપિ

ત્યાં શિખંડી વધ્યો વેગે, શો વિચાર કરવો છે,
ભડ કોઈ ભાળુ નહિ, યુદ્ધ કરનાર હું,
ભલે વસો વનવાસ, અમારે જાવું જરૂર
ભગિની દુખી આ ભણું, છું ધગનાર હું ?
ભીષ્મ ભડ એક એના, અડગ જે યુધ્ધ વિષે
નૂર નરકરૂ ધરે હું હણનાર હું !
ગમે નમ માને એહ તો શું કરું વિચાર?
ગભનય મારાથકી દાને ડગનાર હું !! ૬૨
પરશુરામશું કર્યું, યુદ્ધ તો અપાર જેણે,
નવખંડ નામ મળ્યું, કીર્તિ તો અથાગ છે,
જોઈ મને ઝટ તજે, ધનુર્બાણ પુંજી ઊઠી,
પછે નાસો કોણ કાજ? એ તો મારો ભાગ છે,
હવે વીર રહ્યો કોણ, યુધ્ધ કરનાર કો,
ઊઠો ચાનો આણી ધીર, ખુશદ આ બાગ છે,

---

એ વૃદ્ધ (બાણ) ગૈરવના સાહાયકારી થાય તો લેઆમાય—દ યુ વારમા અતાક—અનૈકિર વીરેરૂ ડિ— વાયુ રૂપ થઈને મેદને વીરેરી નાખુ ધૃષ્ટદ્યુમ્નમા વાયુનો અને બીજા યોધ્ધાઓમા મેદનો આરોપ કર્યો છે માટે અભેદતાદ્રૂપ્યરૂપક.

કિરીટી કને જઇ કે', કેમ શાંત થયા તમે ?
ઊઠો ધરો ગાંડિવ આ, નરપશુયાગ છે. ૬૩
અભિમન્યુ ઊભો થયો, સ્પષ્ટ વદી શકે નવ,
બિલ્લસ બેનુ ધનુષ્ય, વાર વાર તાણીને;
અંધકેરા પૌત્ર સર્વ, ગર્વ વિના કરૂં તાત !
સાક્ષાત આ માનો તમે, હસો બાળ જાણીને ! !
વદી એમ કોપે ચઢી, દક્ષિણ ઠોકયો ત્યાં પાદ,
વળો પાછા પિતા મારા, માક્રમ પ્રમાણીને;
ચાર પક્ષે પૂરા અમે, છતાં તમે દુઃખ ધરો,
દીન થઇ બેઠા કેમ, ભોગ જાણો માણીને ! ૬૪
પ્રતીત ન થાય કદી, જો મારા વચન પર,
અધુના આ અસ્ત્ર મૂકું, શત્રુ લાવે સાહીને;
વદી એવું તીર મધ્ય, ધીર ધરી ધરે બાણ,
તકાવતો વાર વાર, બાણ છોડે ધાઇને !
કૃષ્ણદેવે ઊઠી તેને ઉંચકી લીધો તદા ત્યાં,

---

૬૩ ધનુર્બાણ—ધનુષ્ય અને બાણ. એ તો ઇ૦—એ ભીષ્મ તો મારા ભાગમાં આવેલો છે ! અર્થાત્ ભીષ્મરૂપી બલીદાન હુંજ લેનારો છું. યુદ્ધ ઇ૦—યુદ્ધરૂપી યાગ પુનઃ ( ભવ્ય ) છે. નરપશુ ઇ૦—યુદ્ધ એ નર રૂપી પશુ હોમવાનો યજ્ઞ છે !

૬૪ સ્પષ્ટ ઇ૦—( બાળક હતો તેથી ) બિલ્લસ—વેંત. રમવા માટે કરેલું બે વેંતનું ધનુષ્ય તાણીને. અંધકેરા પૌત્ર—ધૃતરાષ્ટ્રના છોકરાઓના છોકરા. હસો ઇ૦—શું તમે મને બાળક જાણીને હસો છો ? દક્ષિણ—જમણો. ચાર પક્ષે—પોતાનો પક્ષ, પોતાના સસરાનો પક્ષ, પોતાના મોસાળનો પક્ષ અને પોતાના સ્નેહીનો પક્ષ ભોગ ઇ૦—તમે સુખે ભોગ માણી જાણો !—ભોગ ભોગવો !

અતિ થયુ શાતિ ધરચ, ભેટચ પાંચ ભાઇને;
જોઈ સુત શર અને, વાતો કરતા વડેરી.
આહા ! વીર કેવો થશે, કો કે' ગુણ ગાઇને ! ! ૬૫
અભિમન્યુવેરા ગુણો, ઊઠ્યા પંચ સુત પે'લા,
નમ્યા નરેશને જઇ, અજ્ઞા આજ દીજિયે,
આપકેરા આત્મજ છું, જરૂર જૈ જુદ્ધ કરૂ,
આ અમારી માત કહી, કુડું નવ કીજિયે,
કતલ કૌરવકેરો, એક જણા કરી આવે,
પંચ મળી શું ન કરે, આવારણા લીજિયે ! !
શક્રપ્રસ્થ સભામધ્ય, આવો જઇ બેસું તાત !
અમારા જેવા જો સુત, ભયે કેમ ભીજિયે ! ! ૬૬
બેસો પિતા જાઉં અમે, રથ તમારામા બેશો,
દ્વેષી દાવ દીન કરૂં, જુઓ જુઆ વીર છું !
વદી એમ ઊઠી ચાલ્યા, એક રથે પાચ બેઠા,
અર્જુને માનસ પેઠા, દઢ ધર ધીર છુ;
ધૃષ્ટદ્યુમ્ને જતા વર્યા, આજ્ઞા ગ્રહી જાઉં સાથે,
વાહ વાહ વાર ધીર ! તમથી હું મીર છુ ! !
વાર વાર કહું કેતુ, પરાક્રમ પૂર તમે,
શાંત ભાવ નાત થાવ, તમારે હું શિર છુ ! ! ૬૭

---

૬૫ પાંચભાઇને—પાંચ પાંડવોના દ્રૌપદીથી થયેલા પાચ પુત્રોને ૬૬ આ ખ૦—કેમકે તેમણે આ અમારી માતને કહી છે. ભીજિયે—ગભરાિયે. અર્થાત્ ભયથી કેમ બીવું જોઇએ !

૬૭ દ્વેષી ઇ૦— દ્વેષી( કૌરવો )ના દાવને દીન કરૂં ( બધા રદિન કરી નાખુ ) ! અર્જુને ઇ૦—'અમો દઢતા ધારણ કરનારા અને ધીર,' છીએ.

સહદેવ કહે બંધુ, સંધુ સિધ્ધ કરૂં અમો,
રૂકાર દ્યો મુખ તમો, વેળા વહી જાય આ;
સંકટ આ કંટકશુ, કોરે કલેજું કૃપાળ !
પે'લો શકુનિને હણું, દાસ તો કે'વાય આ ! !
પછે સ્વલ્પકાળ મધ્ય, સર્વ હું સૂવાડું સેન,
વદો વદો વા'લ આણી, કોપે કંપે કાય આ;
રાજનીતિને વિચારી, સમજ કૈં ધરો સારી,
ટાળો કષ્ટકેરી વારી, દેવગુણ ગાય આ ! ! ૬૮
વદું શું હવે વધારે, મમબલ વીર્ય જાણ,
હાણ હેલા મધ્ય ટાળું, આજ્ઞા મળે ભૂપ જો;
અતિ થયું સત્યવ્રત, કષ્ટ ખુઓ બંધુતણું,
વીરને અવીર કરો, ટળે તેણે રૂપ જો !
આજ્ઞાનુસારવરતી, ભલે કષ્ટ દૂણાં સહુ,
કોઇને ન કહું કદી, પડું કષ્ટકૂપ જો;
શૂરત્વ જોવા અમારૂં, હદે હા કહે તમારૂં,

---

એમ બોલતા તે સર્વના મનમાં પેઠા—સર્વના મનમાં તેમણે પોતાનું ભાવિ પરાક્રમીપણું હસાવી દીધું ! ધૃષ્ટદ્યુમ્ને ઇ૦—જ્યારે તેમણે પાંચે જણે સાથે જવાની આજ્ઞા લીધી ત્યારે તેમને ધૃષ્ટદ્યુમ્ને જતા અટકાવ્યા, અને કહ્યું કે, હે વીર અને ધીર ભાણેજો ! તમને વાહવાહ છે—ધન્ય છો ! હું તમારાવડેજ મીર છું ! ! પરાક્રમપૂર—પરાક્રમમાં પૂરા. તમારે ઇ૦—તમારે માથે ( મુરબ્બી ) હું છું.

૬૮ રૂકાર દ્યો— હા કરો. ( 'રૂચે તો કરો' એ વાક્યમાનો પેહેલો અક્ષર માત્ર કહો એટલે અમે કરી નાખવા તત્પર છીએ ) દાસ ઇ૦— 'દાસ તો આનું નામ કહેવાય' એમ કહીને શકુનિને હણું. દેવ ઇ૦— આવી રીતે પરાક્રમ કરનાથી દેવ તમારા ગુણ ગાશે !

વાત એ તો હું વિચારૂં, માનીએ અનુપ જો ! ૬૯
નમન કરી નકુલ, વદે અસિ કર ધરી,
આગન્યા દ્યો આગન્યા દ્યો, આગે હવે જાવ ના;
ભુરિશ્રવા ભટ ભેદું, કટ કાપ કાપું તેની,
કૌરવ કંપાવું આજ, ભલી મન ભાવના;
રડવડી મરૂં રાન, મહાન ! વિચાર કરો,
સિંહ ને શૃગાલ રૂપ, આપી દહો દાવ ના ! !
શૂરકેરી જુઓ સોઇ, આવા ધર્મી થાય કોઇ ?
હા ! રે'વાનું કર્મ રોઇ, મૂકધારી થાવ ના. ૭૦
વપુમાં વિચારો વાત, બૃહસ્પતિ જેવા ભ્રાત,
ક્ષત્રીકેરી જાત વિષે, દ્વિજ ધર્મ શોભતો,
વધારે કે'વામાં નથી, માલ રહ્યો કાંઇ હવે;
કૃપા કરો દયા ધરો, સાથ આ સૌ થોભતો !
શાસ્ત્રનો સિદ્ધાંત જુઓ, સત્ય કોને કે'વું ભ્રાત,
કોઇનો ન ઘાત થાય, એવે સત્યે લોભતો;

---

૬૯ મગ ઇ૦—કેમકે તમે મારા બળને અને વીર્યને જાણનારા છો. અતિ થયું ઇ૦—તમારૂં સત્યવ્રત હવે ઘણું થયું—સત્ય બહુ પળાયું ! અથવા હે સત્યવ્રતવાળા યુધિષ્ઠિર ! હવે બહુ થયું ! ! આજ્ઞાનુસાર—આજ્ઞા પ્રમાણે. દૂણાં—બમણાં. શૂરત્વ ઇ૦—માત્ર અમારૂં શૂરપણું કેટલું છે, તે જોવાને તમારૂં હૃદય હા પાડે છે કે નહિ, એ વાત જો તમે અનુપમ ગણતા હો, તો તે હું વિચારૂં છું.

૭૦ ભૂરિશ્રવા—એ નામનો દુર્યોધનપક્ષી રાજા. સિંહ ઇ૦—તમે અમારા સરખા સિંહને શિયાળનું રૂપ આપીને અમારો દાવ ( આવેલો લાગ ) દહો ( બાળો ) નહિ ! ! મૂકધારી—મૌનધારણ કરનારા. અર્થાત્ તમે કેમ કાંઇ બોલતા નથી !

નિશ્વાસ નકુલ નાખી, બેઠો નીરાશ થઇને,
ગળી જાય ગર્જનાને, ક્ષારાબ્ધિ ન ક્ષોભતો ૭૧
કૃષ્ણે કિરીટી ઊઠાડ્યો, અંગુલિ કરી અનેક,
વિવેકનું પાત્ર માત્ર, શીખવ્યું વદે તદા,
ત્યાં શિરસાષ્ટાંગ કરી, સવ્યસાચી વદ્યો વેગે,
સુખદેણ વડભ્રાત, હિતેચ્છુ છો સર્વદા,
કર્ણને કંપાવે દાસ, કૌરવનો ટાળે ત્રાસ,
ભાસ ભલાકેરો થાય, માનસ કરો મુદા;
અવિનાશી અખિલેશ, કેશ કૃષ્ણાતણા જુઓ,
મહેશ શા દેખે નહિ, મર્દન થયા કદા ! ! ૭૨
ધનંજય જય કરે, દૈવાધીન અજય છે,
નયજાણ વયવૃદ્ધ, આજ્ઞાબદ્ધ દાસ છે,

---

૭૧ સાથ ઇ૦— આ બધા તમારા અનુમતની વાટ જોઈ રહ્યા છે! પાત-દ્રોહ "स्वपरद्रोहजनन सत्य भाष्य न कर्हिचित्-પોતાનો કે પારકો દ્રોહ ઉત્પન્ન કરે એવું સત્ય કદાપિ બોલવું નહિ"—(સહજાનંદ) એવે ઇ૦ — હું એવા સત્યમાં લોભ પામું છું—હું એના સત્યનેજ ખરૂં સત્ય માનું છું ગળી જાય ઇ૦—પણ ક્ષારાબ્ધ (ખારો સમુદ્ર) જેમ તેમાથી ઉઠતી ગર્જનાઓને ગળી જાય છે, પણ ક્ષોભ પામતો નથી તેમ યુધિષ્ઠિરને તેમના કહેવાની કાંઇ અસર થતી નથી!

૭૨ કૃષ્ણે ઇ૦—તે પછી યુધિષ્ઠિરને પાણી ચઢાવવાને કૃષ્ણે અનેક વાર આંગળીઓ કરીને (ઇસારા કરીને) અર્જુનને ઉઠાડ્યો, પણ અર્જુન એ વિવેકનું પાત્ર છે, માટે તે વખતે તે માત્ર કૃષ્ણે શીખવેલું જ બોલે છે અર્થાત્ પોતે વિવેકી હોવાથી વધારે પડતું કાંઈ બોલતો નથી! સવ્યસાચી—અર્જુન દાસ-તમારો દાસ હું અર્જુન મુદા-હર્ષવાળું અવિનાશી અખિલેશ—(યુધિષ્ઠિરનાં વિશેષણ) મહેશ ઇ૦—જે કેશને મહેશ સરખા પણ દેખે નહિ તે કેશ શું કાંઈ વખત મર્દન થયા છે! અર્થાત્ કૌરવોએ તે કેશનું મર્દન કર્યું છે, એ ગજબની વાત થઈ છે!

સલા' સારી આપો આજ, કાજ કરે કિરીટી શું ?
પાજ પુણ્યતણી પ્રભુ ! તૂટ્યાતણી આશ છે !
વદી એટલું નિઃશ્વાસ, નર નાખે વાર વાર,
ગાંડિવ નિહાળે નેન, ચેન નવ પાસ છે;
બોલતાં થયો તે બંધ, ગઇ વાચે વે'તી વાત,
કૃષ્ણાથકી ના સે'વાયુ, જાણ્યું નૃપનાશ છે ! ! ૭૩

દ્રૌપદી કે' દેવેશશા, મતિમાન નીતિમાન,
તમને કે'વાય કેમ, કામનું ન કામનું;
તોય ધર્મધારી થઇ, શુભ કર્મકારી થઇ,
વદુ વેણ આજ નીતિ–દામનુ ન દામનું;
સરે જ્યાર હિત વાંચ્છા, કહે કે'વાતણી વાત,
ત્યાર મારે પણ કે'વું, આમનું ન આમનું;
મારી વાત જો માનો તો, કાર્ય થાય તેમાં નક્કી,
દુઃખ થાય જાય વન, રામનું ન રામનું. ૭૪

---

૭૩ ધનંજય ઇ૦—ધનંજય ( અર્જુન ) તો જય મેળવનારો; અને તેને અજય મળવો એ તો દૈવાધીન છે. અર્થાત્ અજય તો થાય કે નાય થાય, પણ જય તો નક્કીજ. નયજ્ઞ—નયનીતિ જાણનારા ! વયવૃદ્ધ—મોટી ઉમરવાળા ! આજ્ઞાબદ્ધ—( તમારી ) આજ્ઞાથી બાંધેલા. જો મને આજ્ઞા નહિ આપો તો હે પ્રભુ ! પુણ્યની પાજ ( સેતુ ) તૂટવાનીજ આશા રાખવી ! નર—અર્જુન ચેન ઇ૦—તન સુખ થતુ નથી.

૭૪ અર્જુનને નિરાશ થએલો જોઇને દ્રૌપદી યુધિષ્ઠિરને કહે છેઃ દ્રૌપદી ઇ૦. દેવેશશા—ઇંદ્ર જેવા. તમને ઇ૦—તમને કામનું કે નકામનું વેણ મારાથી કેમ કહેવાય ? તમને કહેવા જેટલો મારો અધિકાર નથી; કેમકે હું તો છું ધર્મચારી—હું તમારી પત્ની છું માટે તમારૂં જેથી હિત થાય તે વાત કહેવાનો મારો ધર્મ છે, કેમકે "यदस्यानुहितं स्त्रीभिस्तदनि तत्कल्पम्"—"જે સ્વામીનુંજ હિત કરે તેને પત્ની કહેવી" એવું શિષ્ટ પુરુષોનું

માતબર અરિ થયો, એમ તો જણાય જ્યારે,
ત્યારે તર્ત મતિમાન, આમ કાર્ય કરે છે;
નીતિ દામના ઉપાય, યોજતા અપાર રાય,
થાય શત્રુ સ્વાધીનમાં, ધ્યાન એવુ ધરે છે;
એમ કરતા કદાપિ, અરિ વશ થાય નહિ,
ત્યારે ભેદ ભણે ભૂપ, તેવા નર તરે છે,
ઉપાય તે ભંગ થાય, વે'તે પૂરે વહી જાય,
થાય નિરાશ ન રાય, કાર્ય તેનુ સરે છે! ૭૫
અખંડ જે છે ઉપાય, દંડધર થવાતણો,
ધરણીશ ધારે જાણ, ન ધારે તો હાણ છે;
વદો વા'લ આણી વા'લા! તમે થયા જો નૃપાળ,
કહો કશું દાખ્યુ કરી, આ શું વ્યર્થ વાણ છે?
ક્ષત્રી થઈ ક્ષત્રીધર્મ, તજી બેઠા તમે કેમ?

---

વચન છે નીતિદામનુ ઈ૦—નીતિ રૂપી દામ( ધન )વાળું છતા ન દામનું ( જેના દામ ખરચવા ન પડે એવું ) વેણ વદુછુ અથવા નીતિ રૂપા દામ( દોરડી—બંધન )વાળું વેણ વદુ છુ, પણ દામનુ—દામણુ ( અલંકારમાં ન તથા ણ સમાન ગણવાનો સંપ્રદાય હોવાથી ) વેણ વદતી નથી આમનું ઈ૦—આમનું ( તમારા હિતના પક્ષનુ ) કહેવું, પણ આમનુ (શત્રુ પક્ષને લાભકારી ) ન કહેવુ અથવા આમ—જનસમૂહ-સર્વેના જેવુ નહિ એમ પણ અર્થ થઇ શકે. દુ:ખ ઈ૦—અને જેથી દુ:ખ થાય એવું રામનુ ( રામે ભોગવ્યું હતુ તેવુ ) તથા રામનુ ( રામા—સ્ત્રીને યોગ્ય ) નહિ એવું વન જાય—વનમા રહેવુ મટે. અથવા ન રામનુ—રામ ( માન ) વગરનું—તુચ્છ વન જાય—દૂર થાય

૭૫ આમ—આની રીતે—હવે પછી કહેવાશે તે રીતે નીતિદામના—રાજનીતિના ( સામ ઉપાય ) અને ધનાદિકથી સાધ્ય થાય એવા ( દામ ઉપાય ) ભેદ—શત્રુમંડળમા ફાટફૂટ પડે એવા ઉપાય ઉપાય ઈ૦—એ ત્રણે ઉપાયથી કાર્ય સિદ્ધ ન થાય

નિ.શ્વાસ શું નાખો નૃપ! ખરાં આ વખાણ છે!
રાજભ્રષ્ટ થયા જ્યારે, ગઈ વેળા વંઠી ત્યારે,
શુભ વાત ધ્યાને ધારે, નૃપ જે મા'પ્રાણ છે. ૭૬
અનેકની વાત જેહ, અસત્ય ન હોય તેહ,
પંચવાયકાના ભેદ, પ્રભુ જેવા ગણ્યા છે!
બહુ થયુ માટે નૃપ, હવે કૈં કરો વિચાર,
કષ્ટ સ્મરો કાયાતણું, સુખદિન હણ્યા છે!!
આજ્ઞા આપોએ નૃપાળ, મળ્યા યોધ્ધ યુધ્ધે જાય,
કરી યુદ્ધ સુખી થાય, ભેદ દંડ ભણ્યા છે;
નિશ્ચય તમારો જય, આજ્ઞા કરતામાં થશે,
હઠીલા તજોને હ્રદય, વેર ખરાં વણ્યાં છે!! ૭૭
તનયા હું નૃપતણી, પત્ની છું પૃથ્વીશકેરી,
જોયુંજાણ્યું ઘણું જાતે, માટે વદું વારતા;
કપટ કપટીકેરૂં, જોઇ કપટી થવાનું,
વિચારી ને જાય તે ના, ખોટું ધ્યાન ધારતા!
અસાધુ લખી અપાર, સાધુપણું સૃષ્ટી રાખે,
હારી જાય હેલામા તે. અરિ શાર શારતા;

---

૭૬ ચોથો ઉપાય કહેછેઃ અખંડ ઈ૰ ધરણીશ—પૃથ્વીપતિ કહો ઇ૰—અર્થાત્ તમે એ ચારમાંનો કોપ્રએ ઉપાય યોગ્ય જાણો છે? મા'-પ્રાણ—મોટા બળવાળા ( નૃપનુ વિશેષણ ). અથવા જે શુભ વાત નૃપને મહાપ્રાણ જેવી વાહાલી છે તેને તે ધ્યાનમા ધારે છે. અર્થાત્ સામાદિ ઉપાય આચરેછે.

૭૭ ભેદ ઇ૰—તે રાજાઓ ભેદ ઉપાય તથા દંડ ઉપાય ભણેલા છે. અર્થાત્ તમારે તેમને શીખવવું પડે એમ નથી! વેર ઈ૰—વેરરૂપી દોરડાં ખરેખરા વણ્યાં છે અથવા ખરાં વેર વીણ્યાં છે—એકઠાં કરી રાખ્યાં છે, તે શત્રુનો ક્ષય કર્યા વિના તૂટવાનાં કે ખૂટવાના નથી!!

એવી દશા વીરા વશા, ત્રિદશા સમાની થાય,
વિચારીને વાત જુઓ, આ જનને તારતા. ૭૮
દયાળું થવું હતુ જો, તો થયા શો ભૂપ મોટા ?
વિચારીને વાત જુઓ, સર્વ તો સાક્ષાત છે!
ધર્મ જ્યારે ધારવો'તો, તો તજ્યુ કૌશિકે રાજ્ય,
રાજ થઇ દ્વિજધર્મ–ધાર્યે પૂરો પાત છે!!
ઉભયભ્રષ્ટતા આ તો, કેમ નવ આવે મન,
ધર્મધર તમો માટ, દુ ખી આ સૌ ગાત છે!
અધર્મી થવાનુ કદી, આપ્તવર્ગ આવોવદ,
જાણવુ ન એ જરૂર, દીનતામા ઘાત છે ૭૯
જો સ્વભાવ શાંત હતો, તો તો ઇદ્રપ્રસ્થ એક,
જે મળ્યુ હતુ તે સ્વામી, લેઇ સુખી થાવુ'તુ,
કહો એમ કર્યું પ્રભુ! શાથી નવ તેમ કર્યુ,
રાજસૂય આરભીને, પાપમા શો જાવુ'તુ ?

---

૭૮ તનયા—પુત્રી કપટ ઇ૦—કપટીનુ કપટ જોઇને પોતે પણ તેના પ્રતિ કપટી થવાનુ વિચારીને જે જાય ( શત્રુ સામે ) તે પોતાના ધ્યાનમા કાઇ ખોટુ ધારે છે એમ નથી! લખી—જોઈ સાધુપણુ ઇ૦—પોતે સાધુપણુ ધારી રહે (ત્રિદશા સમાની—દેવ જેવાની આ ઇ૦—હે આ જનને ( તમારા પરિજનને ) તારનારા! ( યુધિષ્ઠિરનુ સબોધન )

૭૯ કૌશિકે—વિશ્વામિત્રે અર્થાત્ ત્યારે તમે પણ એમ બ્રાહ્મણ થઇને બ્રાહ્મણનો ધર્મ ધારો પણ રાજા થઇને દ્વિજનો ધર્મ ધારતા પૂરેપૂરો પાત થવાનો—ધર્મથી પડવાના! ઉભયભ્રષ્ટતા—નથી ક્ષત્રિયનો ધર્મ સચવાતો અને નથી બ્રાહ્મણનો ધર્મ આચરાતો ગાત—( ગાત્ર ) શરીર આપ્તવર્ગ—સ્વજનનો સમુદાય–જે તમારા પોતાનાજ મનુષ્ય કહેવાય તે આવો તમારો આપ્તવર્ગ તમને કોઇ વખત પણ અધર્મી થવાનુ કહે એમ જરૂર જાણવુ નહિ, પણ આવી દીનતા રાખ્યામા તો કેવળ ઘાત થવાનો છે!

સર્વને સમાન ગણો, દયાધર થઇ બેસો,
તો તો આવું થાય કેમ ? જૂઠે ઢોગે જાવ ના;
દાનવ મરાવો ઘણા, ભલી પેર ભ્રાતકને,
માનવથી ગૌનધર, થઇ હવે વા'વ ના;
અતિ દુઃખી થયા રાય, દીનતા શું વ્યાપી તેણે,
ખરાબોલાપણું દાખું, આપ્તથી લજાવ ના !! ૮૨
અક્ષને ચઢાવી કરી, કરાંગુલિને હલાવી,
શાર્વને ધૂણાવી અતિ, વામા વદી વેણ ત્યાં;
એક ચક્રાપુરે રહ્યા, દ્વિજકેરું રૂપ ધારી,
બ્રહ્માણીએ પૂછ્યું જ્યારે, વધા ખોટુ મેણ ત્યાં;
અમો છું દ્વિજની જાત, એ તે સત્ય ઠરે કેમ,
એમ તો વિચાર કરો, શાથી ઢળ્યાં નેણ ત્યાં ?
વાર વાર પૂછી મેં તો, જાત ભાત ભાવ આણી,
ઉત્તર ન આપ્યો કદી, થયા દુઃખદેણ ત્યા ૮૩
વાત સુણનાર નહિ, સ્મર્ણ કરનાર નહિ,

---

૮૨ વા'વ ના—છેતરો નહિ. આપ્તથી ૪૦—હું તમારી પોતાની છું માટે માગ ખગ બોલ સાંભળીને લાજવાનું કાંઇ કારણ નથી !

૮૩ મેણ—મેહેણું ? અથવા ખોટું ગીણ જેવુ અર્થાત્ નરાતાલ ખોટું. અમો ૪૦—તમે તેના મનમાં ખોટો અર્થ સમજાવવાને બે અર્થનો દ્વિજ શબ્દ કહ્યો. તેમાં તે તમને બ્રાહ્મણ સમજી. તમારો આશય પણ તેને જૂઠું સમજાવવાનો હતો, મંત્ર તમે દ્વિજ શબ્દવડે ક્ષત્રિય અર્થ થાય છે, માટે આપણે જૂઠું બોલ્યા નથી એમ માની લીધું પણ એ શી રીતે સત્ય ઠરે ? વાર વાર ૪૦—મે સ્વયંવર વખતે પણ ભાવ આણીને તમને વારંવાર તમારી જાત અને ભાત પૂછી, પણ તમે કદી ઉત્તર આપ્યો નહિ, એવા તમે દુઃખદેણ ત્યાં પણ થયા હતા ! અર્થાત્ તે વખતે પણ જાત છુપાવવા રૂપ અસત્ય આચર્યું હતું.

ક્ષત્રી કુળધર્મ ધર્યો, માટે કર્યા કૂડાં કષ્ટ,
થયા હોત તપસી જો, કૂડું ક્યાં ત્યાં ગાવું'તું ?
દુર્યોધન મારત ન, સાધુ લખી ડારત ન,
શાંતમુદ્રા શારત ન, કષ્ટ સે'વું આવું'તું ! ૮૦
અરે રે બિચારા રાય, દિગ્વિજય કરી ડાર્યા,
મોત આવ્યા વિણ માર્યા, પાપ લાગ્યું કેટલું ?
નાખીને નિઃશ્વાસ વળી, વામા વદી વેણ આગે,
કરો કૈંક તો વિચાર, થયુ જોવા જેટલું ! !
સતધર્મી હતા જ્યારે, ત્યારે પેલી ભીલડીને,
બળવા દીધી શે તમે. તાન તજો તેટલું;
કર્ણ મહાક્રૂર યોધ, એવું તમે વદો વા'લા,
સંભારી આપું તે આજ, ધરો મન એટલું ! ૮૧
વધા તમે ઘણી વાર, કે કર્ણનું નામ સુણી,
ઉંઘ નવ આવે મને, યોગીરાજ થાવ ના !

---

૮૦ કહો ઈ૦—હે પ્રભુ ! જો તમે એમ કર્યું ( રાજધર્મ ધારીને ઘૂત રમ્યા એમ કર્યું ? ) તો તમે તેમ ( શાંતિ ગખીને બેશી રહેવાનું ) શા-માટે ન કર્યું ? અથવા, વારૂ કદાપિ તમે એમ તો કર્યું—ઇંદ્રિપ્રસ્થ લેઇને બેશી રહ્યા, તો પછી તેમજ કેમ ન કર્યું—બેશીજ કેમ ન રહ્યા ! અને રાજસૂ-ય આરંભીને તેને અર્થે યુદ્ધ કરી તેમા હિંસા કરવા કેમ પ્રવૃત્ત થયા ? લખી—જોઇ. શાંતમુદ્રા ઇ૦—તમારી શાંત મુદ્રા ( મુખાકૃતિ ) ને તે શા-રત નહિ. કષ્ટ ઈ૦—જો આવું કષ્ટ સહેવું હતુ તો.

૮૧ રાજસૂયમાં શું પાપ થયુ તે કહે છેઃ અરે રે ઈ૦ વામા ઇ૦—વળી વામા ( દ્રૌપદી ) આગળ બોલવા લાગી. ભીલડીને ઈ૦—લાક્ષાગૃહમાં કોઇ ભીલડી પોતાના પાંચ પુત્રો સાથે સૂતી હતી તે બળી ગઇ, તેને શું કરવા બળવા દીધી ? અને તમે પોતે શું કરવા નાશી નીકળ્યા ? અર્થાત્ તે વખતે તમારો ધર્મ ક્યાં ગયો હતો ? માટે તમે ધર્મ પાળવા સંબંધી જેટલું તાન રાખો છો તેટલું હવે તજો !

સર્વેને સમાન ગણો, દયાધર થઇ બેસો,
તો તો આવુ થાય કેમ ? જૂઠે ઢોંગે જાવ ના;
દાનવ મરાવો ઘણા, ભલી પેર ભ્રાતકને,
માનવથી જૈનધર, થઇ હવે વા'વ ના;
અતિ દુઃખી થયા રાય, દીનના શું વ્યાપી નેણ,
ખરાબોલાપણું દાખું, આપ્તથી લજાવ ના !! ૮૨
ચક્ષને ચઢાવી કરી, કરાગુલિને હલાવી,
શાર્વને ધૂણાની અતિ, વામા વદી વેણ ત્યાં;
એક ચક્રાપુરે રહ્યા, દ્વિજકેરૂં રૂપ ધારી,
બ્રહ્માણીએ પૃછ્યું જ્યારે, વધા ખોટું મેણ ત્યાં;
અમો છું દ્વિજની જાત, એ તે સત્ય ઠરે કેમ,
એમ તો વિચાર કરો, શાથી ઠળ્યા નેણ ત્યાં ?
વાર વાર પૃછી મેં તો, જાત ભાત ભાવ આણી,
ઉત્તર ન આપ્યો કદી, થયા દુઃખદેણ ત્યા ૮૩
વાન સુણનાર નહિ, સ્મર્ણ કરનાર નહિ,

---

૮૨ વા'વ ના—છેતરો નહિ. આપ્તથી ઇ૦—હુ તમારી પોતાની છુ માટે મારા ખરા બોલ સાંભળીને લાજવાનું કાઇ કારણ નથી!

૮૩ મેણ—મેહેણુ ? અથવા ખોટું મીણ જેવુ અર્થાત્ નરાતાલ ખોટું. અમો ઇ૦—તમે તેના મનમા ખોટો અર્થ સમજાવવાને બે અર્થનો દ્વિજ શબ્દ કહ્યો. તેથી તે તમને બ્રાહ્મણ સમજી. તમારો આશય પણ તેને જૂઠું સમજાવવાનો હતો, માત્ર તમે દ્વિજ શબ્દવડે ક્ષત્રિય અર્થ થાય છે, માટે આપણે જૂઠું બો'યા નથી એમ માની લીધું પણ એ શી રીતે સત્ય ઠર ? વાર વાર ઇ૦—મે સ્વયંવર વખતે પણ ભાવ આણીને તમને વારવાર તમારી જાત અને ભાત પુછી, પણ તમે કદી ઉત્તર આપ્યો નહિ, એના તમે દુઃખદેણ ત્યા પણ થયા હતા! અર્થાત્ તે વખતે પણ જાત છુપાવવા રૂપ અસત્ય આચર્યું હતુ

ધ્યાને ધરનાર નહિ, વેણ તેથી શું વદે !
સારૂં સ્મરનાર નહિ, વારૂ વરનાર નહિ,
ભુંડું ભરનાર નહિ, કશા કારમે કદે ?
હૂદે ઠરનાર નહિ, દાવે ડરનાર નહિ,
સાથે સરનાર નહિ, નામ તેનું કો ન દે;
ફાંકે ફરનાર નહિ, વાંકે વઢનાર નહિ,
એ'ણે મરનાર નહિ, માન ન માટે મદે. ૮૪
વરસાદ ઉખરમાં, વા'લ વાયુ ભૂખરમાં,
દુઃખ નહિ સુખરમાં, ઉપદેશ વ્યર્થ છે !
વિચારી જુઓને વાત, દાનેશ્વરી ! દાનકેરો,
દેતા દ્વિજને તમે તે, ગણાતો શું ગર્થ છે !
હેમપાટ તેવાં પાત્ર, દ્વિજને ભોજન દેવા,
બાજરાં ન મળે આજે, જીવ્યામાં શો અર્થ છે !
નામ સુણી નૃપાળનું, કંપતા અરિ તમામ,
આજ કાયા આજ કંપે, કોણ કે' સમર્થ છે ! ! ૮૫

---

૮૪ સ્મર્ણું ઇ૦—શત્રુએ માઠાં વચન કહ્યાં હોય કે અપકાર કર્યા હોય તેને સંભારનાર પણ નહિ તેથી—તેની સાથે. સારૂં ઇ૦—કોઇએ સારૂં (હિતકારક) વચન કહ્યું હોય તેને સંભારનાર નહિ વારૂ ઇ૦—જે વારૂ (હિતકારક) હોય તેને વરનાર (પસંદ કરનાર) નહિ. ભુંડું ઇ૦—શત્રુઓના ઘરમાં ભુંડું ભરનાર નહિ અથવા ભરનાર—ધારણ કરનાર—ચિંતવનાર. કશા ઇ૦—તમે કદે (મોટા મોભામાં) તો ખરા પણ કશા કારમે !—શા કામમાં (આવો) ? દાવે—શત્રુઓએ કરેલા દાવવડે. સાથે ઇ૦—અમને સહાય કરવામાં પણ સરનાર નહિ—પાર પડનાર કે આવનાર નહિ. ફાંકે—ફાંકો રાખીને. માન ઇ૦—તમને માન નથી માટે મદે (મંદ રાખીને) મેહેણાથી પણ મરનાર નહિ.

૮૫ વરસાદ ઇ૦—જેમ ઉખર (ખારવાળી ભૂમિ)માં વરસાદ અને ભૂખર વાયુમાં કરેલું વહાલ વ્યર્થ છે, તેમ મુનિદ્વિજને ઉપદેશ કરેલો વ્યર્થ છે.

ચાર ભ્રાત તનારા જે, અને પાંચમી હું નાર,
સુતાદિક સર્વ ગ્રહો, સુખિયાં વિચારીને;
દુઃખિયાં તે સર્વ થયાં, દીન જેવી દશા થઇ,
ઇજ્જત ગોરીની ગઇ, ધ્યાને જુઓ ધારીને;
કરે કાર્ય દાસ દાસી, રે'તાં ધર્મને તપાસી,
મને ખંત ધરી ખાસી, રે'વું તેણે હારીને!
જગમાં અનેક વાની, માનિની હું કેવી માની,
પીડ તેની ના પિછાની, શૂર રાખ્યા ડારીને!! ૮૬
રાયકેરો ધર્મ એવો, યજ્ઞ કરવા અપાર,
ભગ્ન મનવાળા થયા, ભટકતા ભૂપ છો!!
દુશ્મન જો શિર પર, પાદ ધરી ઊભા રહે,
કંટક લાગ્યા તે કહો, આપ તો અનુપ છો!
રોગીને ઔષધ અને, ભોગીને તો દુઃખભોગ,
લાગે છે સમાન વા'લા, કદહીનકૂપ છો;
કરવું ન પોતે કાંઇ, કરવા ન કોને દેવું,
ધન્ય ધન્ય ધૈર્યવાન, દુઃખના સ્વરૂપ છો!!! ૮૭

---

જેમ સુખરમાં દુઃખ નથી હોતું—વ્યર્થ હોય છે, તેમ અહીં પણ ઉપદેશ વ્યર્થ છે. ગણ્યાનો ઇ○—તે ગર્વ શું ગણાય એટલો હતો? અર્થાત તમે અગણિત ધનનું દાન કરતા હતા! તેનાં-(હેમનાં). આજ ઇ○—તે તમારી આજ (એનીએજ) કાળા આજ રૂપે છો! તમને 'સમર્થ છે', એમ હવે કોણ કહે એવું છે?

૮૬ સુતાદિક ઇ○—પુત્ર વગેરે સર્વે સુખિયા હતાં એમ તમે વિચારીને ગ્રહો—વિચાર કરીને જુઓ અને અંતરમાં ઉતારો. રે'વું ઇ○—તેણે આજ હારીને રહેવું શું? માની—માનવતી શૂર—તમારા ભાઇઓને. રાખ્યા—અટકાવ્યા

૮૭ દુશ્મન ઇ○—તમારા માથા ઉપર જો દુશ્મન પગ મૂકીને ઊભા

તમે તે તો તમે નિશ્ચે, ઉપમા અપાય બીજી,
છેદતી પડે રસના, ધર્મધારી ધર્મ છો !
ચક્ષુએ જુઓછો દુ ખી, આપ્તવર્ગ આપણો આ,
મન ધરી રહો બેશી, ભોગદારી શર્મ છો ! !
આર્યપુત્ર ! નમો નમો, વનમાહી ભમો ભમો,
વા'લા જન દમો દમો, પ્રેમીમણુ પર્મ છો !
નરવર નથી કોઈ, ગહ્વર ગુફા કે વને,
જોડીલા કોડીલા કથ ! સત્ય ધર્મવર્મ છો ! ! ૮૮
પ્રાણનાથ આજ પૂછુ, અપરાધી આમા કોણ ?
મુજને જણાય નહિ, તમો મોટા રાય છો !
અપરાધ અમારાથી, તમારા જેવાને કષ્ટ,
દૈવે દીધુ વાર વાર, સુકોમળ કાય છો ! !
ચિતા કરવાનું કાઇ, નરનાથ ! નથી ઝાઝુ,
દ્યુત રમી હાર્યા રાજ્ય, ન્યાયધર રાય છો !
વાહવાહ પતિ મારા, દાનેશ્વરા ખરેખરા,
દુશ્મનને કર્યા રાજી, કહ્યુ તેણે ગાય છો ! ! ૮૯

---

રહે, તો તમે તેને એમ કહો કે, રખે તમને મારા માથાના વાળ કાંટા જેવા ખુચે છે ! આપ તો એવા અનુપમ ધૈર્યવાન્ છો ! ! લાગે છે ઇ૦—સમાન વાહાના લાગે છે-ગમતા નથી, ( વક્રોક્તિ ) અર્થાત્ તમને આ મારી વાણી પણ તેવીજ વાહતી લાગતી હશે ! કારણ કે તમે તો દદન્દાનના કૂવા ( અર્થાત્ ભંડાર ) જેવા છો !

૮૮ તમે ઇ૦—ઉપમાન નથી માટે અનન્વયાલંકાર ભોગદારી ઇ૦—તમે તો શર્મ( સુખ )ના ભોગનારી છે ! એમા તમને સુખ લાગતું હશે ! નરવર ઇ૦—કોઇ ગુફા, ગહ્વર, કે વનમા હે પ્રિયા કથ તમારા જોડીના (જોડિયા) નથી ! તમ તો મત્ય ધર્મના વમ ( કવચ ) રૂ૫ છો !

૮૯ આમા—આપણુ મ ન વન ભાગવા રૂપ કષ્ટ આપી પડયુ

ક્ષમાખડ્ગ ધારકને, અંગોઅંગે અલંકાર,
અરિએ પે'રાવ્યા પૂરા, વિશ્વે વધી નામના !
આહા ! શોભો કેવા ભૂપ, મૌનધર મોટા મુનિ,
જાણે આ સૌ અરિ ઊભા, યુધ્ધે નથી કામના ! !
ધન્ય ગુરૂ ધન્ય વિદ્યા, અરિ શા જીતાઈ જાય ?
બોલવું પડે ન બોજે, થયા સૌ બદામના !
ધીર વીર ધર્મરાજ, હવે હારી ગયાં અમે,
ધૃતકાર જીત્યા તમે, સમ ખાઉં શ્યામના ! ૮૦
તપાસી ન્યાસી સંન્યાસી, જોયા ખોયા સંશય મેં,
ધર્મધર કર્મકર, આવા નવ કોઇએ ! !
વચ્ચ્યા વૈરાગી ઘણા, ત્યાગી શ્રમસાધ્ય ભેખ,
જાગી જુલુમ વરતી, અહીં સંશે ખોઇએ ! !
ધન્ય પ્રભુ ! ધન્ય ભાગ્ય ! રાગી અર્પી અર્ધ્યું વળી,

---

તે કાર્યમાં વક્રોક્તિથી દ્રૌપદી પોતાનો અપરાધ કહેછે' અપરાધ ઇ૦—અમારા અપરાધથી, ( એવો અન્વય ). ન્યાયધર ઇ૦—તમે ન્યાય ધારણ કરનારા રાય છો માટેજ ધૂત રમીને રાજ્ય હાર્યા ! અર્થાત્ કપટધૂત રમતાં રાજ્ય હારવુ એ ન્યાયજ નથી માટે તમે અન્યાયને સ્વીકારી લ્યોછો ! વક્રોકિત અને પરિકરાલંકાર. કહ્યુ ઇ૦—તેણે તમને ગાય જેવા કહ્યા, અને તેનો જવાબ ન આપીને દુસ્મનને રાજી કર્યા, માટે તમે ખરેખરા દાનેશ્વરી છો ! !

૮૦ ક્ષમાખડ્ગ—ક્ષમારૂપી તગ્વાર. દ્રૌપદી યુધિષ્ઠિરના આપ્તવર્ગને શત્રુનું રૂપક આપીને વક્રોક્તિથી કહેછે. કહ્યું છે કે " क्षमाखड्ग करे यस्य दुर्जनः किं करिष्यति !—" જેના હાથમાં ક્ષમારૂપી તરવાર છે તેને દુર્જન શું કરવાનો છે ! તે પ્રમાણે તમારા હાથમાં ક્ષમારૂપી ખડ્ગ છે, તેથી તમારા ભાઇ વગેરે આપ્તજન રૂપી જીતાયલા અરિએ તમને વચન રૂપી અલંકાર અંગોઅંગે પેહેરાવ્યા, તેથી તમારી નામના વિશ્વમાં વધી ગઇ ! ! આ સૌ—ભાઇઓ વગેરે. યુધ્ધે ઇ૦—( કેમકે તમારા ક્ષમાખડ્ગથી જીતાયલા છે ).

વૈરાગીથકી અધિક, કિયી આંખે રોઇએ ?
રાજ્યસુખ માણ્યાં ઘણાં, તરીલાં તો તાણ્યાં ઘણાં,
જવાનીઆં જાણ્યાં ઘણાં, ઝાડ બીડ જોઇએ !! ૯૧
વસિષ્ઠની વાત સૂણી, કૌશિકના કલહમાં,
ક્ષમાધર બ્રહ્મઋષિ, બીજા સહુ બાપડા !
ક્ષમાધારી અન્ય ઘણા, તજી ક્ષમા દીધી તેણે,
કામિનીના કષ્ટ કાજ, ઝાઝા બન્યા ઝાંપડા;
આવા ક્ષમાધર નવ, ખલકમાં ખોળ્યા જડે,
કષ્ટ જોઇ ધારે ધ્યાન, આપડા સો આપડા;
અર્થ ગર્થમાં સમર્થ, છતાં કેર કામિનીનો,
જોઇ રહ્યા જાણી રહ્યા, ધન્ય ક્ષમી આપડા !!! ૯૨

---

૯૧ ન્યાસી—ત્યાગી—વૈરાગી. શ્રમસાધ્ય ઇ૦—વૈરાગીપણું શ્રમવડે સધાય એવું છે માટે પોતે લીધેલો ભેખ ત્યાગીને વચળ્યા—વચળી ગયા. કેમ વચળી ગયા ? જાગી ઇ૦—તેમાં તેમના ઉપર જે જુલમ થાય છે તે વરતીને તથા જાગી ( જાગ્રત—સાવધ થઇને ). અહીં ઇ૦—પણ તે સંશય અહીં ( યુધિષ્ઠિર પાસે ) ખોઇએ છીએ ! અર્થાત તમે તમારા દૃઢ નિશ્ચયથી વચળ્યા નથી !! રાગી ઇ૦—રાગી ( સંસારી ) માણસ જે અર્પણ કરે તે તમે દુશ્મનને અર્પણ કરી દીધું, એટલુંજ નહિ, પણ વૈરાગી આપે તે કરતાં પણ અધિક આપી દીધું ! ધન, સ્ત્રી, અને પરિવાર વગેરે તો રાગી પણ આપી શકે છે, પરંતુ પોતાની જાતને તો વૈરાગી પણ આપી શકતો નથી, તે પણ તમે અર્પણ કરી દીધી ! અથવા રાગી( તમારા ઉપર રાગ—પ્રીતિ રાખનારા )ને આપી દીધાં. ઝાડ બીડ ઇ૦—પણ રાજ્યસુખ ભોગવતાં ઝાડ બીડ જોવામાં નથી આવ્યાં તે લહાવો હવે લેઇએ !!

૯૨ ક્ષત્રિયમાં તો કોઇ ક્ષમાધારી હોય નહિ, પરંતુ બ્રાહ્મણમાં પણ તેવો એકજ જોયો છે, તે વિષે કહે છેઃ વસિષ્ઠની ઇ૦—કૌશિક ( વિશ્વામિત્ર ) મુનિએ વસિષ્ઠના સો પુત્ર માર્યા હતા તથાપિ તેમણે ક્ષમા છોડી નહોતી ! ક્ષમાધર—ક્ષમા ધરનાર. કષ્ટ જોઇ ઇ૦—કે જે પોતાના ભાઈ વગેરેનું કષ્ટ

અજાતશત્રુ અનેરા, આવા સૂણ્યા દીઠા નથી,
ભલુ ભાગ્ય મોટું અતિ, રક્ષણ કેવું કેહુ ! !
ભ્રાત મિત્ર મળી ભણે, વેરને વિસારો નવ,
જૂઠી વાત જાણે તેહ, દઢધ્યાન શું થયું ! !
નમુ ગજ રૂપ ધારી, લેખો નવ શુનીભક્ષ્યું,
મોટેરી મહત્તાધર, ગ્રાજવુ પૂરૂં તર્યું ! !
કોણ નર આવો લેખું, દેખું નવ દુનિયામાં,
પેખું નવ પૂર્ણ કોઇ, સર્વ મારૂં તો સર્યું ! ! ૯૩
કર જોડી નમું નાથ, આ વિદ્યા શીખાવો મને,
ભવોભવ ભૂલું નવ, અર્પું કશું બદલે ?
અલંકાર એક નહિ, વસ્ત્ર પણ લાયે નહિ,
અર્થ મારો સાધે નહિ, આ વિદ્યા ક્યાંથી મળે ?
ફૂલ નહિ ત્યારે પ્રભુ, પાંખડી અર્પું હુ તેની,
સ્વીકારી શીખાવો વિદ્યા, રંક આવું ક્યાં રળે ?
કપાળમા કકુકેરો, ચાંદલોય નથી મારે,
કાજળની કાળી રેખા, તેય પણ ના કળે ! ! ૯૪

---

જોઇને ધ્યાનમાં એમ ધારેછે કે જે આપણા છે તે આપણાજ છે—આપણી પેઠે કષ્ટ વેઠનારાજ જોઈએ ! અથવા તે સો કૌરવે ભલે અમને કષ્ટ આપ્યું, તથાપિ તે આપણા તે આપણાજ છે ! એમનું અનિષ્ટ કેમ કરાય ! ! કેર—જુલમ કામિનીનો—કામિની સબંધી—કામિની ઉપર. ક્ષમી—ક્ષમાધારક. આપડા—આપણા—યુધિષ્ઠિર.

૯૩ નમું ઇ૦—હે ગજરૂપધારી ( હાથી જેવા મોટા મનના ) રાજા ! તમને હું નમું છુ, હાથી જેમ શુની( કૂતરી )નું ભક્ષ્ય લેખવતો નથી. તેમ તમે મારા બોલવા ઉપર રીસ ન કરશો !

૯૪ આ વિદ્યા—આવી ક્ષમા રાખવાની વિદ્યા. ( વક્રોક્તિ ). અર્પું

કંકુના કરાય નવ, મેશ મેં અર્પાય નવ,
શીર્ષમાંથી સ્નેહ કાઢી, અરપી વિદ્યા ગ્રહું;
અરે રે ! નથી શું સ્નેહ ! સંતાયો હૃદયમાં શું,
હવે અર્પું કશુ સ્વામી, વિદ્યાવની શું રહું ?
એમ કહી દાબી હોઠ, કેશ પર કોપ કરી,
ખેંચી તોડવા તે લાગી, અરે હા ! કોને કહું !
વારી તેને વાર વાર, વાળતાં વળી ન તેહ,
વળી પાછી વદી આમ, સ્વામી શુ કહું બહુ ! ! ૯૫
ગુણવાન દયાવાન, ધર્મધારક નરેશ,
અવદશા તમારી આ, આડી અવળી સાલે !
ચતુરમાં શિરોમણિ, ખલકમાં ખ્યાત ઘણી,
( જે ) ભણતાં ન જાય ભણી, ન કો અવનિ આલે;
ચાર લોક પૂછે આવી, ભાવિતણા જ્ઞાનધર,
ન અસત્ય ડગ ભર, કૂડું શું કીધું કાલે ! !
યજ્ઞો યજ્યા તમે જે જે, તે તે તરૂણી શું વદે ?
અન્યાય આવ્યો ન ઉર, ખોટે કૃત્ય ન ચાલે. ૯૬

---

ઇ૦—હું તમને ગુરૂદક્ષિણાના બદલામાં કાંઇક આપીશ, એમ કહી આપવાનું જુએ છે તો કાંઈ છે નહિ, એવું કહીને દ્રૌપદી યુધિષ્ઠિરની ક્ષમાથી થયેલી દુર્દશા સૂચવે છે, એ વ્યંગ્ય છે.

૯૫ કંકુના ઇ૦—( કંકુ નથી માટે ) અર્થાત્ તમે શત્રુનો પરાજય નથી કર્યો તો તમારા કપાળમાં કંકુનો ચાંલ્લો હું શી રીતે કરી શકું ! મેશ ઇ૦—હું તમારી સ્ત્રી હોવાથી તમારા કપાળમાં કાળો ડાઘ આવતાથી લગાડાય નહિ ! શીર્ષમાંથી—માથામાંથી-માથા ઉપરના ચોટલામાંથી. સ્નેહ–તેલ. સંતાયો—ત્યારે તે સ્નેહ ( પ્રીતિ ) શું માથામાંથી ખસીને હૃદયમાં સંતાયો છે ? ઉત્પ્રેક્ષા.

૯૬ ચતુરમાં ઇ૦—કોઇ મનુષ્ય ચતુર શિરોમણિ અને કીર્તિમાન

તમારી જે ઉપમા તે, માત્ર તમનેજ છાજે,
લક્ષ્મીપતિ જેવા લાજે, તેની દશા આવી આ !
અરિ મધ્ય વાસ કરી, વશ્યા વા'લ દાખી ઘણું,
તેણે કૃત્ય આવું કર્યું, માનું ભુંડું ભાવિ આ ! !
વનવાસ વેઠો અતિ, ખોટી મતિ કરી નહિ,
વિધાતા શા લેખ લખ્યા, આવી ઘડી લાવી આ !
મનાવ્યું શુ માતમન, જુદ્ધે જીત્યા ઘણા જન,
રણે રનવન કર્યા, ફોક થયા ફાવિયા ! ! ૯૭
માતની મર્યાદા કાજ, વિશ્વથકી અવળું જે,
કબૂલી કૃતાર્થ થયા, નવ ખંડે નામના;
સમજાવી શત્રુપક્ષ, માત્ર ગ્રામ પાંચ લીધાં,
બંધુપ્રેમ પૂરો ધરી, થયા મોટા નામના;
રાજસૂયાદિક કરી, અરિમાન મર્દ્યા તમે,
દાન જીવકેરૂં દેવા, કરી સ્વામી ના મના;

---

હોય તથાપિ તે અવનિ—પૃથ્વી ( દુશ્મનને ) ન આલે, અથવા તમે 'ચતુર શિરોમણિ' વગેરે ગુણોવાળા છો અને તમારી આલે ( બરોબર ) કોઇ અવનિમાં નથી. ચાર ઇ૦—વળી તમને ચાર લોક આવીને સલાહ પૂછે એવા છો; ભાવિ( હવે શું બનશે તે )ના તમે જ્ઞાનવાળા છો; અસત્યનું ડગલુ ભરો એવા નથી; એમ છતા કાળે ( દુર્દૈવ રૂપી ) આ શું કુડું કીધુ ! ! યજ્ઞો ઇ૦—તમે જે જે યજ્ઞો યજ્યા તે તે મારા જેવી તરૂણી શુ કહી શકે ? વળી જેના ઉરમાં અન્યાય આવ્યો નથી તથા તે ખોટા કૃત્યમા ચાલતા નથી, તેનું કાળે આ શું કુડું કીધું ! !

૯૭ તેણે—તેવા ડાહ્યા પુરૂષે—તમે. મનાવ્યું શું માતમન—( ઐરાવત આણી આપીને ). રણે ઇ૦—અને જેમણે શત્રુઓને રણભૂમિમાં રનવન કર્યા—નસાડી મૂક્યા હતા, તથા જે સૌના ઉપર ફાવિયા ( ફાવી ગયા ) હતા, તે આજ ફોક થયા !—તેમનું બળ, પરાક્રમ અને બુદ્ધિ મિથ્યા થયા ! !

આંખ મીચી ઉઘાડતાં, વાર વધુ લાગે પણ,
આ તો નવ થઇ કદી, શુભ કામના મના.　　　૯૮
એવા ધીર વીર છતાં, વદો વા'લ આણી વા'લા,
દ્યૂત રમવા શે બેઠા ? અજાયબ અતિ છે !
મનસા એ પૂરો મારી, સમજાતુ નથી સ્વામ,
આમ કેમ થયું આ સો ? ખરૂં શું આ રતિ છે ! !
બોલો બોલો જુઓ ઉંચું, સમાધાન કરો સર્વ,
અકૃત્ય આવું શું કર્યું, થઇ મૂઢ મતિ છે;
પણ કૃષ્ણાકેરૂં કરી, જુગારી રમ્યા જુગાર,
મતિમાન મેંશ મટી, કંકુ થવા ગતિ છે ?　　　૯૯
અરે રે ન ઊત્તર દ્યો, કિયા કર્મકેરા ભોગ,
બોલતા નથી શું નાથ, આહા હવે શું કરૂં ?
હાં હાં ! હું સમજી ગઇ, સર્વને સમજાવું તે,
એક ચિત્તે સુણો આજ, જેવું છે તે ઉચ્ચરૂં !
ઇશ્વરશો કવીશ્વર, નર નામધારી થયો,
ચાલે નવ તેનું કાંઇ, કર્મથકી હું ડરૂં;
જીવ શિવવશ નકી, નથી પોતાકેરે વશ,

---

૯૮ માતની ઇ૦—માતાનું વચન પાળવાને કબૂલી ઈ૦—( એક સ્ત્રીને પાંચ જણે વરવાનું ). મોટા નામના—મોટા નામવાળા. દાન ઇ૦—હે સ્વામી તમે જીવતુ દાન આપવાને પણ મના કરી નહિ—ના કહી નહિ. આ તો ઇ૦—શુભ કામનાની મના કદી ન થઈ.

૯૯ પણ ઈ૦—જુગારમાં કૃષ્ણા( દ્રૌપદી )નું પણ કરીને તમે જુગાર રમ્યા, તો હે મતિમાન્ ! હવે તે મેંશ ( કલંક ) મટીને તે ઠેકાણે કકુ થાય, એવી તમારી ગતિ છે ! ! અર્થાત્ તે શત્રુઓનો પરાભવ કરીને તમે વૈર લેઇ શકો એમ છે ?

માટે આવું બન્યું હશે, બોલયકી એ વરૂં. ૧૦૦
વદી એમ કૃષ્ણા પછે, અતિશે નિઃશ્વાસ નાખે,
યુધિષ્ઠિર નીચેયકી, ઉંચું નવ ભાળતા;
દ્રૌપદી કને જઇ કે', સ્કંધ હલાવી હલાવી,
ઉત્તર ન આપો એ શું, રૂડેરી છે રાવતા ?
'કંઇ નહિં' કહ્યુ ધર્મે, તારૂં કે'વું સહુ સત્ય,
ઉપાય છે હવે કંઇ, ફેલ કરો ફાવતા !
દુખિયાં મેં કર્યાં સર્વે, ગર્વાળના ગળ્યા ગર્વ,
ખર્વ આદિ ખોટા થયા, ગુણને લજાવતા ! ૧૦૧

---

૧૦૦ ઈશ્વરશો ઇ૦— ઇશ્વર જેવો કવીશ્વર (વલ્લભ) નરનું નામ ધારણ કરનારો થયો ખરો, પણ યુધિષ્ઠિરને વીરત્વ ઉપજાવવામા તેનું કાંઇ ચાલતું નથી. કેમકે હું કર્ત્તાથી (ભારતના રચનારથી) ડરૂં છુ. વ્યાસે જે વર્ણવ્યું છે તેથી ઉલટુ વર્ણાય નહિ માટે યુધિષ્ઠિરને આટલા મેહેણા લાગતાં છતાં કવિ તેને વીર વર્ણી શકતો નથી ! બીજો અર્થ—મારો વલ્લભ(સ્વામી) નરનામધારી (અર્જુન) થયો પણ તેનું પોતાના મોટા ભાઇ આગળ કાંઈ ચાલતું નથી; અને હું કર્ત્તા(સ્ત્રીધર્મના કર્તા—ધર્મશાસ્ત્ર રચનારા મનુ આદિ)થી ડરૂં છું કે રખેને તેમણે કરેલી મર્યાદાનો ભંગ કરતાં મારાથી અકાર્ય થઈ બેસે ! ! ત્રીજો અર્થ—મારો વલ્લભ (સ્વામી-યુધિષ્ઠિર) નરનામધારી (કહેવા માત્ર પુરૂષ-બાયલો) થયો, તેથી તેનું (શત્રુપ્રતિ) કાંઇ ચાલતુ નથી, અને હું કર્ત્તા(પરમેશ્વર)થી ડરૂ છુ ! કેમકે તે સર્વસામર્થ્યની ઇચ્છા વિરૂધ્ધ વર્ત્તવાથી તેનો કોપ થાય ! જીવ ઈ૦—જીવ એ શિવ(પરમેશ્વર)ને વશ છે, પણ સ્વતંત્ર નથી માટે આવુ બન્યું હશે, અર્થાત્ યુધિષ્ઠિરે ભાગ્ય રૂપી ઈશ્વરની પ્રેરણાથી આ કામ કર્યું હશે એમ હુ મારા બોલવાથી વરૂં—પસંદ કરૂ— સમજુ છુ !

૧૦૧ સ્કંધ—ખભો. રાવતા—રાવપણુ-રાજાપણુ ! ધર્મનો જવાબ કહે છે કંઈ નહિ ઇ૦. ખર્વ આદિ ઇ૦—ખર્વ સંખ્યા વગેરેથી ગણાતા મારા સાહાય કરનારાઓ તે પણ મારે લીધે ખોટા થયા !

હું તો સભા મધ્ય વદ્યો, ખરૂં તેહ કરવાનો,
કદી નહિ ફરવાનો, પરવાનો ખરાનો;
જેમ રૂચે તેમ કહો, આપ્તગણ મારો સહુ,
એકલો હું રહું બેશી, નથી વાંકા વરાનો;
સર્વકેરો સ્નેહ ઘણો, મારા પર છે હું જાણું,
બંધનથી બચું નહિ, ડૂબેલો હું ધરાનો;
યુદ્ધ કરોને અધુના, વા બેશી રો' આઠે જામ,
હું ના નવ વદું કદી, મેં'મા જાણું મરાનો. ૧૦૨
જૂઠું બોલું જાણી હવે, ઓછો દાઝું દુઃખદવે !
વળી પાછા વધુ કરૂં, પાપ ભાર જાણીને ?
કૃષ્ણા ! કર્મ કૂડાં મારાં, બંધુ આસ દૂભવ્યા મેં,
વળી બેઠો દૂભવવા, સમજાવું શાણીને ! !
મારા મનતણી વાત, સર્વના સમક્ષ કરી,
વદી એમ બંધ રહ્યા, તૂટ્યા તને તાણીને;
સર્વ શાંત રહ્યા પણ, વૃકોદર વેર જાગ્યું,
વદ્યો વેગે નૃપ સાથ, માક્રમ પ્રમાણીને. ૧૦૩

---

૧૦૨ પરવાનો ઇ૦—જે ખરૂં હશે તે કરવાનો પરવાનો હું તો આપીશ. નથી ઇ૦—ખોટો વરો કરનાર નથી. અર્થાત્ હું અધર્મનો ઉપયોગ નહિ કરૂં. બંધનથી ઇ૦—પણ જો હું તમારા કહેવા પ્રમાણે ચાલું તો, હું પાપના બંધનથી બચું નહિ અને ધરાનો ( ઊંડા પાણીનો ) ડૂબેલો હું તરૂં નહિ. મેં'મા ઇ૦—અધર્મથી મરો કેમ થાય છે તેનો મહિમા હું જાણું છું.

૧૦૩ તું કહેછે કે તમે પૂર્વે કેમ જૂઠું બોલ્યા હતા ? તો, શું હું દુઃખના દવમાં ઓછો દાઝું છું કે જેથી હવે જૂઠનાં ફળ જાણ્યા છતાં પણ વળી જૂઠું બોલું ? વૃકોદર—ભીમ.

અરેરે વદો શું ભ્રાત, બંધુ ફાવે તેમ કરે !
ઠીક ઠીક ઠીક કહ્યું, કિયો બંધુ એવો છે ?
રસના કપાઇ શે ન, ઉચ્ચાર આવો કરંતા,
ધિક ધિક ધિક ધર્મ, દાવ આવો રૂવો છે !
કૃષ્ણા પર કેર થયો, વળી નહિ લોહીકેરી,
નીક નીક નીક એ તો, માન્ય મીઠો મેવો છે,
વદવું'તું આવું ત્યારે, વારવા બેઠો'તો કેમ,
બીક બીક બીક લાગી, જમવી શું સેવો છે !!! ૧૦૪
પેખ્ય પેખ્ય પાર્થ અટયા, ઉચ્ચાર કર્યો શો એણે,
અવગણના કરે શું, આજ એજ આપણી !
એના ફર બાળતો હુ, જુગાર રમ્યો એ જેથી,
અગ્નિ ન તેં આણી આપ્યો, માપી માપ માપણી !!
દાબી દંત શ્વાસ લઇ, મુંઠી સ્વય હૃદયમા,
મહાજોર કરી મારી, થયો ઘાસતાપણી;
તારે કાજે કષ્ટ વેઠયાં, વીસરી ગયો તે સર્વ,
વિચારી જો બચે કોણ, ડસે ગદા સાપણી !! ૧૦૫
ધિ કાર આ ધનુષ્યને, શસ્ત્ર અસ્ત્રને ધિ'કાર,
ધિ કાર આ ગદા ગાઢી, કૃષ્ણા દુખી મેં લહી !
દંત દાબી વદ્યો વળી, અરેરે હું કશુ કરૂં !
આવાં વેણ વદી બચે ! ગદા ગ્રહી ના ગ્રહી !!

---

૧૦૪ કૃષ્ણા પર ઇ૦—કૃષ્ણાપર જે કેહેર થયો એ તો લોહીની નીક નહિ વળી હોય ? તુ એને ભલે મીઠો મેવો માન્ય

૧૦૫ ઘાસતાપણી—ઘાસની તાપણીની પેઠે ઝટ ભડકો થઇ ગયો —જલદી ક્રોધાકુળ થયો

વદા વદા રાય મોટા ! કૌરવના વીર સર્વ,
હતા માહરે હિસાબ ! આવિયો હું શે અહીં ?
બંધુબધે બંધાઇ હુ, તારી પૂંઠે આવ્યો માત્ર,
નીકર દુર્યોધનને, મર્દ્યો હોત મેં મહી ! ! ૧૦૬
મુકુટ એનો મરોડી, તન તાન તોડી સર્વ,
જોડાવી જુગમ હાથ, નમાવત નીચને;
દેખાડત ભારે ભૂપ, ભીમભડનું સ્વરૂપ,
રૂધિર વે'વરાવત, દેખાડી તે કીચને;
આશવાસના કરી શે, દુઃખી આમ કરવા'તા ?
પામી નવ શક્યો કોઇ, તારા હ્રદે વીચને;
દમજોટીલા કરીને, દેખાડત દુર્યોધન,
મિષોન્મિષ મધ્ય મર્દી, મગાવત મીચને. ૧૦૭
વાંક નથી તારો સર્વ, વાંક છે અમારો ભાઇ,
વપુ પડતું નથી આ, વેણબાણ વાગતાં !
એમ વદી અસિ કાઢી, છેદવા લાગ્યો તે ઘડી,
સ્વયં અંગ શુદ્ધવનો, મુનિ નારી ભાગતાં ! !
વ્યાઘ્ર ને વિક્રાળ થયો, વારે કોણ તેને પછે,
સર્વ જોઈ રહ્યાં સીધું, ઉંઘતાં કે જાગતાં !
કૃષ્ણા અને કૃષ્ણ દોડી, ભીમભડ કને ગયાં,

---

૧૦૬ મર્દ્યો ઇ૦—મેં પૃથ્વીમાં રોળી નાખ્યો હોત ! ૧૦૭ કીચને— રૂધિરથી થયેલા કાદવને આશવાશના— આશ્વાસના. પામી ઇ૦— પણ તારા હૃદયની વચ્ચે શો મર્મ રહ્યો છે તે કોઇ જાણી શક્યો નહિ ! મિષોન્મિષમધ્ય—આંખ મીચીને ઉઘાડતામાં. મીચને— મત્યુને. 'તું મને જલદી મારી નાખીને મારી પીડાનો અંત આણ' એમ કહેવરાવત.

હાં હાં કરો આ શું તમે, ક્રોધે બોધ ત્યાગતાં ! ! ૧૦૮
કોનું કહ્યું માનો નહિ, સત્ય તો પિછાનો નહિ,
દુશ્મન તે દાનો નહિ, પછે આમ શે કરો !
સહદેવ ને નકુલ, સાત્યકિ આદિક ખોટા,
કૃષ્ણા કૃષ્ણ શે હિસાબ ! તંત કરતાં તરો !
જૂઠી જક ઝાલવી આ, રૂચે ન અમોને રતિ,
કોણ વદે રાય ધર્મ, ધારેલો પરહરો;
કરો કાંક તો વિચાર, વિનાશકાળે થઇ શી,
વિપરીત બુદ્ધિ ભૂપ, ધર્મ થાય છે પરો ! ! ૧૦૯
યુધિષ્ઠિર માનો માનો, વાત મારી ખોટી નથી,
પેર આ પિછાનો ભ્રાત, અંતરે ઉતારીને;
સજ્જન સુખદાયક, લાયક લાખેણું રાજ્ય,
નાયક નર ના ગ્રહો, ધર્મરૂપ ધારીને ! !
ધર્મ તજો એવું કહું ? અધર્મ સજો શું વદું ?
અકર્મ ભજો હું ભણું ? પુણ્ય પરવારીને ! !
મુઆ પછે મારે પણ, જીવતાં રે'વાની આશ,
ખરેખરી છે નરેશ, જુઓ તે વિચારીને ! ! ૧૧૦

---

૧૦૮ સ્વય ઈ૦—તે બુદ્ધિવિનાનો થઇને પોતાના અંગને છેદવા લાગ્યો ! તેથી બીહીને મુનિઓ અને સ્રીઓ ત્યાથી નાશી ગયા ! ! ક્રોધે ઈ૦—ક્રોધના આવેશથી બોધ( જ્ઞાન )ને છોડી દેઇને.

૧૦૯ કૃષ્ણ વગેરેએ વારેલો ભીમ ફરીને યુધિષ્ઠિરને કહેછેઃ કોનું ઈ૦. તત ઈ૦—તમે તો તત,( વાદ ) કરતાં તરોછો ( પોતાનું બોલ્યું પ્રમાણ રાખોછો )! કોણ ઈ૦—જો તમે ક્ષત્રિયોએ ધારેલો ધર્મ પરહરો છો તો પછી તમને રાય કોણ કહે?

૧૧૦ સજ્જનઇ ૦—હે સજ્જન ! હે સુખદાયક ! હે લાયક ! હે નર-

ધર્મ કર્મ શર્મ વના, કામ દામ હામ વના,
ધન જન મન વના, વન રે'વું આપણે;
તેનું શું પ્રયોજન છે ? કાંઇ નથી નિશ્ચે કહું,
કરો મનથી વિચાર, વનપશુ આ હણે ! !
આરોગી ઉદ્યોગી બની, દુશ્મિનના ડામો દાવ,
સાવ સત્ય વાત મારી, પળ્યા છો પૂરા પણે;
તમે છો વિચારવંત ! અમે મૂર્ખ મળ્યા સર્વ ?
કાઇ નથી જાણતા શું ? ઘવાયા છું ઘા ઘણે ! ! ૧૧૧
વિચારીને વડભ્રાત, દુર્યોધને કર્યું કેમ ?
હરી રાજ્ય લીધું એણે, ધર્મ કે અધર્મથી ?
વિદુરને આવતાં શું, નવ લાજ લાગી લવ ?
ભીષ્માદિક ભાળી રહ્યા, વાર્યા ના અકર્મથી ! !
શૂરત્વ કે સરળતા, સંચય એકેનો કરી,
શું એણે લીધું છે રાજ્ય ? નર ટળો નર્મથી;
ધૂતકાર નહિ તમે, તેને ધૂતકાર કર્યા,
કપટી કૂડાને કાપો, અંગરગ પર્મથી ! ૧૧૨

---

ના નાયક ! તમે ધર્મરૂપ ધારણ કરીને લાખેણું રાજ્ય અહો ! ! મુઆ ઇ૦
—મારે પણ મુઆ પછી જીવતા રહેવાની ( મોક્ષ પામવાની ) આશ છે ! !
અર્થાત્ હું તમને અધર્મ કરવાનો આગ્રહ કરીને પાપી શામાટે થાઉં ?
માટે જે કહું છું તે યથાર્થજ છે.

૧૧૧ કર્મ—( યજ્ઞાદિ ). શર્મ—શાંતિ—સુખ. મન—અર્થાત્ પ્રીતિ.
ડામો—બાળી નાખો. પણે—સરત( હોડ )માં.

૧૧૨ આવતા—તમને તેડવા આવતાં અકર્મથી તમારી સાથે કપટ

મણિધરકેરો મણિ, ક્ષુદ્ર મંડૂક ગ્રહે કો,
દેવેશનો મખભાગ, દાનવ લે આવીને !
ભલા ભૂપતિનુ રાજ્ય, ભિલ્લ કોઇ લેઇ પડે,
પછે ભોગદારી થાય, દુ ખ ઉપજાવીને ! !
બ્રાહ્મણત્વ બ્રાહ્મણનું, શૂદ્ર કો અધમ લેઇ,
રાજી થાય મન અતિ, ભણે ભલા ભાવિને !
મૃગ સિંહભાગ ગ્રહે, તેમ એણે ગ્રહ્યું રાજ્ય,
અવગણી આપણ સૌ, ફેલે ગયો ફાવીને. ૧૧૩
વદો એમ થયું કે ના ! હાજ કે'વી પડે નિશ્ચે,
પછે વેઠવું આ કષ્ટ, કે' કિયા પ્રયોજને !
મારી મચડેવા દુષ્ટ, સગા નવ ગણવા એ,
ભાઇ નવ ભણવા એ, માણી ભલી મોજને !
વાંકે લાકડે તો વ્રાત, વાંકા વે'તણીજ વાત,
સીધી નવ જાયે શાત, ભલું વાચ્યું કો જને !
પ્રકાશ પરાક્રમથી, દુષ્ટકેરો કરો નાશ,
મુડદાં મારીને ફેંકો, આઘાં શત યોજને ! ! ૧૧૪

---

કરીને તમારૂં રાજ્ય છીનવી લેવા રૂપ દુષ્કર્મથી. નર ઇ૦—કે જેથી તમો નર છતા શર્મ( સુખ )થી ટળો છો ?—તમે દુઃખી થાઓ છો ?

૧૧૩ ક્ષુદ્ર—અધમ—હલકો. મંડૂક—દેડકો. મખભાગ—યજ્ઞભાગ. ભણે ઇ૦—અને ભાવિ ( બનનારૂં—ભવિષ્ય ) ભણે—કહેવા માડે! અવગણી ઇ૦—આપણ સહુની અવગણના કરીને ફેલે ( કપટવડે ) ફાવી ગયો!

૧૧૪ વે'—વેહ—છિદ્ર. સીધી ઇ૦—તેમ ન કરતાં સીધી શાંતિ જાયે ( ઉપજે ) નહિ વાચ્યું—વાચ્છ્યુ.

અરે હા શું ગ્રહે રાજ્ય, ગાંડિવધર આથકી,
ઈંદ્ર ચંદ્ર નમે જેને, આશ ખોટી રાખવી !
સહદેવ ને નકુલ, કુળ એનું કાપી નાખે,
દુકૂલ શું જીર્ણ ફાડ્યું, ચોટ જાણે ચાખવી !
ભીમભડ ભાળે છતાં, અરિ કરી ગર્જના કે' !
પણ વાંક કાઢું કોનો, દાનાઇ જ્યાં દાખવી ! !
પૂરો કરોને પ્રમાદ, અતિ થયું વડભ્રાત,
ખ્યાત ક્ષિતિ મધ્ય હવી, નામદારી નાખવી ! ! ૧૧૫
પંગુ જેમ પર્વતને, વટાવવા યોગ્ય નથી,
શૃગાલ ન સિંહથકી, દ્વંદ્વમાં જીતી શકે;
કર પાદ વનો નર, બિલ્વફળ લેવા ચહે,
નિષ્ફળ નકી તે થાય, ઝાઝી આવે જો જકે;
કવિત્વ કવીશકેરૂં, ભાટ ભુંડાથી લેવાય !
તૂટ્યા ખાટ કોઇ પેર, અતિ કાળ તો ટકે !
તેમ એ જીવત નહિ, અમો સર્વથકી જાણ,
સિદ્ધ સાચી વાત મારી, માનવી પૂરે હકે ! ! ૧૧૬
તમારા માનસ મધ્ય, મહામોટી ઇચ્છા હતી,
તે તો પૂરી પડી ભ્રાત, દુખી થયા સર્વ છે;

---

૧૧૫ ગાડિવધર ઈ૦—અરે હાય ! આ ગાંડિવધર ( અર્જુન ) પાસેથી એ ( કૌરવો ) શું રાજ્ય લેશે ! ! દુકૂલ ઈ૦—જેમ જૂનુ દુકૂલ (વસ્ત્ર) ફાડી નાખ્યું હોય તે પેઠે તેમના કૂળનો નાશ કરે ! અને કૌરવો સહદેવ વગેરેની પાસેથી ચોટ ચાખી જાણે ! કે'—બોલી શકે શુ ? દાખવી—દાખવવી છે ! ક્ષિતિમધ્ય—પૃથ્વીમા.

૧૧૬ વટાવવા—ઓળંઘી જવાને. દ્વંદ્વમાં—બે જણની લઢાઇમાં.

બાલપણથકી કે'તા, વનવાસ ઉત્તમ છે,
આશ તે પૂરાઇ આજ, ધ્યાને લહુ ધર્વ છે,
અરેરે પ્રાચી પુરૂષો, આગમ લખ્યા શે આવા !
યુધિષ્ઠિર ! માનો તમે, આ સૌ ગાડો ગર્વ છે !!
વડભ્રાતહુકમમા, હમેશ લઘુએ રે'વુ,
ઘૂત સમે બોલ્યા નવ, માન્યા મોટા પર્વ છે !! ૧૧૭
નીકર શુ નરપતિ ! અમો છતે રાજ્ય જાય ?
હવા બેઠા સર્વે ખાય ! ખરેખરી વાત છે !!
વાઘો હુ પાડત ત્યાંહી, જ્યાંહી જુલમને જોત,
ખાતે ખોત ખોટું સર્વ દુષ્ટ ક્ષિતિખ્યાત છે,
વડભ્રાત તારા જેવા, કષ્ટ દેવાનેજ હવા,
શિવ શિવ શાત પાપ, ઘણેરી આ ઘાત છે,
હવે આજ્ઞા આપો નૃપ, વાર કરચે વધુ કર્યું,
જોગી થઇ જુઓ જુધ્ધ, કોણ પૃથ્વીપાત છે !! ૧૧૮

---

૧૧૭ શી ઇચ્છા પૂરી પડી તે કહેછે બાળપણાથકી ઇ૦ ધ્યાને ઇ૦ —હવે તમને ધર્વ ( તૃપ્તિ ) થઈ છે, એમ હુ ધ્યાને લહુ છુ—જોઉછુ રાજાને કોઈ ઘૂત રમવા બોલાવે તો તેણે જવુજ જોઈએ, એવો ધર્મ લખનારને ઠપકો આપેછે અરેરે ઇ૦ પ્રાચી—પૂર્વના—પ્રાચીન આગમ શાસ્ત્ર યુધિષ્ઠિરને કહેછે હે યુધિષ્ઠિર ! તમે અમારૂ કહેલુ માનો, તમે આજે ધર્મ પાળવા રૂપ ગર્વ રાખોછો તે સૌ ગાડો ગર્વ છે ! માન્યા ઇ૦—કેમકે અમે તમને મોટા પર્વ રૂપ માન્યા છે !!

૧૧૮ હવા ઇ૦—સૌ કૌરવો બેઠા બેઠા હવા ખાય! અર્થાત્ તેમને રાજ્યપાટ મળત નહિ ! દુષ્ટ ઇ૦—કેમકે તેઓ દુષ્ટ છે, એવુ ક્ષિતિ ( પૃથ્વીમા ) ખ્યાત ( પ્રસિદ્ધ ) છે શાત પાપ—પાપ શાત થાઓ ! —પરમેશ્વર ભુડાનો નાશ કરો ! ( સ સ્કૃત "શાન્તં પાપમ્" એ ઉપરથી ) જોગી થઇ—જોગીની પેઠે તટસ્થ રહીને કોણ ઇ૦-પૃથ્વી ઉપર કોણ પડેછે તે !!

નથી બેસતા નરેશ, હાં હાં હું સમજ્યો સર્વ,
દોષકોશ છે અમારો, વાંક નથી ખાસમાં;
આપ્તજન દૂભવાને, કારણ રૂપી છું અમો,
અદ્યાપિ બેશી રહ્યા છું, વનવાસ વાસમાં;
માની તમારૂં મહીશ, આ દશાને પામ્યા સર્વ,
કાપ્યા નવ કૌરવને, તૂટચા ધર્મત્રાસમાં;
અરિ સુખે કરે રાજ્ય, વનવાસ આપણુને!
રૂચતુ નથી એ રજ, આવી ખોટી આશમાં! ૧૧૯
આ જન્મ કર્યાં ન કોએ, પાપ પૂર્વ જન્મનાં આ,
ઉદે થયાં શાંત થયાં, માનતા મહીપતિ!!
અરે હા! સામર્થ્ય સર્વ, ગળી ગયું ગુણનિધિ!
પુણ્યશ્લોકતણાં પુણ્ય, જાત ભાત આ જતી!!
કૃષ્ણ કૃષ્ણા પાર્થસાથે, નકુલ ને સહદેવ,
અભિમન્યુ આદિ સુત, યુધ્ધની ધરે મતિ;
માત્ર તમે મોટા થઇ, હું પદમાં ખોટા થઇ,
વનવાસ વાંચ્છયા કરો, કષ્ટ ન માનો રતિ!! ૧૨૦

---

૧૧૯ દોષકોશ—દોષનો ભંડાર. ખાસમાં—તમારા પોતાનામાં. આપ્તજન—સ્વજન અદ્યાપિ ઇ૦—કેમકે અમે અદ્યાપિ લગી વનવાસના વાસ ( રહેઠાણ )માં બેશી રહ્યા છું! ધર્મત્રાસમાં—ધર્મ સાચવવાને વેઠેલા ત્રાસમાં તૂટચા—દુખી થયા. આવી ઇ૦—ખોટી આશમાં બંધાઇને.

૧૨૦ કોએ—કોઇએ. ઉદે થયાં ઇ૦—પૂર્વ જન્મનાં જે પાપ ઉદે થયાં છે, તેને મહીપતિ શાંત થયા, એમ માને છે! પુણ્યશ્લોક ઇ૦—પુણ્યશ્લોક ( યુધિષ્ઠિરનાં ) પુણ્ય, જાત, અને ભાત, સર્વે જાય છે!! પાર્થસાથે—અર્જુન વગેરે સહુ સાથ. કષ્ટ ઇ૦—અમને સહુને કષ્ટ થાયછે તેને તમે રતિ પણ માનતા નથી!!

કારણ જુઓ વિચારી, ધારણાને ધ્યાને ધારી,
ધર્માધર્મ લાગે કારી, દીન કરનાર એ;
આ તો ધર્મ મોટો અતિ, આ તો અધર્મ મહા છે,
એમ તો વિચારયા કરો, ભાર ભરનાર એ!
એવાં વ્રત ધરી થયા દીન હીન જન મધ્ય,
મીન જળ વિના ભાળો, દુશ્મિને ડરનાર એ;
નપુંસકપણું પામ્યા, સુખદિન વામ્યા સર્વ,
જામ્યા જુલમના મેઘ, હિત હરનાર એ. ૧૨૧
ધર્માત્મા જો થયા ત્યારે, ભ્રાતધર્મ ભૂલ્યા કેમ!
દેહ સુધ્ધાં દૂલ્યા કેમ ! વિચારોને વાતમાં;
મહાકૃત્યારંભ વિષે, પૂછી નવ કોને વાત,
ઘાત પાત કરી પૂરો, વંઠાડ્યા વિખ્યાતમાં;
એ તે ધર્મ ક્યાંનો'ભ્રાત, પૂછવું ન કોને કંઇ,
ધર્મભ્રષ્ટતા ન એ શું, ઘડી નાખ્યા ઘાતમાં!
ધર્મી તમથી અમો છું, ભ્રાતધર્મ જાણ્યા ભલા,
વો'રી લીધી બલા માથે, સહી કષ્ટ જાતમાં!! ૧૨૨

---

૧૨૧ ધારણાને ઈ૦—મારી જે ધારણા છે તેને તમે ધ્યાનમાં ધારીને જુઓ. કારી—દુઃખદ—મર્મવેધક. ભાર ઈ૦—એજ વિચાર પાપનો ભાર ભરનાર છે! મીન—જેવું જળ વિનાનું મીન (માછલું) હોય તેવા અમે દીન અને હીન થઈ ગયા છીએ તેને ભાળો; પણ એ શું દુશ્મિને (દુશ્મનથી) ડરનારા છે કે? અર્થાત્ અમે જે દુશ્મનથી ન ડરિયે એવા છીએ તે તમારા ધર્મ રૂપી વ્રતથી દીન થઈ ગયા છીએ!

૧૨૨ ભ્રાતધર્મ—ભાઇનો ભાઇપ્રતિ ધર્મ. મોટાભાઇએ નાના ભાઇઓનું રક્ષણ અને પાલન કરવું એ ધર્મ છે. પણ તેમને દાસ કરી દેવા

રાજા થઈ બેઠા જ્યારે, અર્થશાસ્ત્ર શીખ્યા ત્યારે,
વધારે ન વાત કરૂ, સમજો આ સત્ય છે;
સમૃદ્ધિ મેળવવામાં, અશક્ત જે આઠે જામ,
ફલપ્રાપ્તિ માટ તેવી, માની બેઠો મત્ય છે;
નરસ્વાર્થતણો નાશ, થાય જેમાં જાણો નૃપ,
બેપર્વાઇ એવી ધરે, ગાંડી તેની ગત્ય છે;
કરી એટલું નૃપાલ ! આતમાનું હિત ચહે,
દુષ્ટ જાણવોજ તેને, રૂઠી ખટ રત્ય છે. ૧૨૩
તમે નથી તેવા ભૂપ, છો સમર્થ શાંતિ રૂપ,
અવનીશ અનુપમ, સુવિચારવાન છો !
પરાક્રમ અમારાંને, જાણનાર જુધિષ્ઠિર,
થઇ કેમ ભૂલા પડો, મહીપ મહાન છો!
અર્થાનર્થ જાણો નહિ, સૂક્ષ્મમતિ માણો નહિ,
અસત્ય પિછાણો નહિ, ઘણા ગુણવાન છો !

---

એ કાંઇ મોટાભાઇનો ધર્મ નથી ! મહાકૃત્યારંભ વિષે—( દ્યૂત રમવારૂપ ). વંહાડયા ઇ૦—અમારી સારી કીર્તિનો પણ નાશ કર્યો ? જાતમાં—જાતે.

૧૨૩ રાજા ઇ૦—જ્યારે રાજા થઇને બેઠા છો, અને જ્યારે અર્થશાસ્ત્ર શીખ્યા છો, ત્યારે હવે હું તમને વધારે વાત કહેતો નથી, પણ આ એક સત્ય વાત કહું છું તે સમજો. સમૃદ્ધિ ઇ૦—જે માણસ સમૃદ્ધિ મેળવવામાં અશક્ત હોયછે, તે માણસ ફળપ્રાપ્તિ માટે ( સમૃદ્ધિ મેળવવા માટે ) આઠે જામ ( અહર્નિશ ) તેવી ( તમારા જેવા ધર્મ આચરવાની ) મત્ય (-મતિ ) માની બેઠોછે ( "असमर्थो भवेत्साधु." એ ન્યાયથી ). પણ એમ કરવું યોગ્ય નથી, તે કહેછેઃ -નરસ્વાર્થ ઇ૦. બેપર્વા ઇ૦—( સ્વાર્થ સિદ્ધ કરી લેવાની ). એટલું—એમે પર્વાઇ રાખીને. ખટરત્ય—છ ઋતુ. અર્થાત્ તેને છમાંથી એકે ઋતુ ફળ આપવાને અનુકૂળ થાય નહિ ( નિરૂદ્યોગી હોવાથી ).

માની માહરૂં નૃપાળ, આજ્ઞા અર્પિયે હવે તો,
વાર નવ વધુ કરો, શ્રેષ્ઠ કુલવાન છો!! ૧૨૪
અંધકેરા સુત અંધ, ક્ષમાવાન લહી અમો,
માને અસમર્થ પૂરા, સમર્થ લે' આપને;
દુષ્ટજનનો સ્વભાવ, નમ્યાને તો નિત્ય હણે,
કરે ન કાંઇ વિચાર, માણે નવ માપને;
સે'વાય ન એહ હુંથી, તાલાવેલી લાગી તન,
થાય એમ મન મધ્ય, મારૂં ક્યારે સાપને!
મનમાં ઉમંગ મોટો, ક્યારે યુદ્ધ કરૂં એવું,
અવનીશ! પૂરો આશ, શાંત કરી શાપને!! ૧૨૫
મોટામાં મોટું છે કષ્ટ, સૃષ્ટ સૃજ્યા શાને અમે,
દુશ્મિન ન હણે અંગ, દુઃખ દિલ અતિ છે;
સમરમાં સીધા રહી, પ્રાણ લે પૃથ્વીશ એ જો,
તો તો પરલોક પામું, ગૂઢ કેવી ગતિ છે!!
કપટથી મારે કૂટી, નર્ક માંહી પડું નકી,
દુષ્ટ દાવ સાધે ઘણા, થયો પૃથ્વીપતિ છે!!
આજ્ઞા દીજિયે હવે તો, વાર નવ વધુ કરો,
ભલું વાંચો સર્વકેરૂં, અસત્ય કો' રતિ છે? ૧૨૬

---

૧૨૪ ગુણવાનપણું વક્રોક્તિથી વર્ણ્યું છે: અર્થાનર્થ ઈ૦. ૧૨૫ અંધકેરા ઇ૦— આંધળા(ધૃતરાષ્ટ્ર)ના સુત અંધ છે, કેમકે અમને ક્ષમાવાન્ જાણીને તે અસમર્થ માને છે અને આપને (પોતાને) સમર્થ લહે (જાણેછે). માપને—મર્યાદાને સાપને—સાપ જેવા દુષ્ટ કૌરવોને. અવનીશ—પૃથ્વીપતિ—યુધિષ્ઠિર. શાપને—આપના ના કહેવા રૂપી શાપને.

૧૨૬ સૃષ્ટ—સૃષ્ટિમાં. દુશ્મિન ઇ૦—અમારા અંગને દુશ્મનો હણતા નથી એ અમારા દિલમાં મોટું દુઃખ છે. તેનું કારણ કહે છે: સમરમાં ઈ૦.

વિચારોને વાત વળી, ક્ષાત્રધર્મ ધારકનો,
ધર્મ દઢ કેવો કા'વે, અરિ યુદ્ધ કાજનો;
જક્ત મધ્ય કીર્તિ વધે, મરતામાં સ્વર્ગ મળે,
એવું તજે કોણ ભૂપ? ધન્ય દિન આજનો!
ખરી ઠરે વાત મારી, માન્ય કરે બેઠા જન,
અરપો આજ્ઞા તમે તો, શૂર જુઓ સાજનો!
રાજ્ય લેવા યત્ન કરૂં, તેમાં નિંદા થાય નવ,
કીરતિ થશે અપાર, વેગ લહો બાજનો. ૧૨૭
ધર્મધર છો ધીમાન, તો તો કરિયે વિચાર,
ધર્મનું સ્વરૂપ દાખો, પ્રશ્ન પૂછું પ્રેમથી;
ઉત્તર ન આપો એ શું, ઘટિત ગણાય પ્રભુ!
વારૂ સુણો વદું અગ્રે, ખંત ધરી ક્ષેમથી;
ધારવો જે ધર્મ રાય, તેથી સુખ સર્વ થાય,
દુઃખ દૂર પળી જાય, વિડારી દ્વે'મથી;
ધર્મ ધરે દુઃખ થાય, ધર્મ તે શાનો મનાય!
અધર્મથી હીણું અતિ, નકી કહ્યું નેમથી. ૧૨૮

---

સમર—સંગ્રામ પૃથ્વીશ—હરકોઇ રાજા થયો ઇ૦—કેમકે તે પૃથ્વીપતિ થયો છે. અસત્ય ઇ૦—કહો, મારા કહેવામા રતિ (લગાર પણ) અસત્ય છે?

૧૨૭ ક્ષાત્રધર્મ—ક્ષત્રિઓનો ધર્મ. આજનો—સગ્રામનો ખરી ઇ૦—જો મારી વાત ખરી ઠરે, અને તે વાત અહીં બેઠેલા મનુષ્યો કબૂલ કરે, તથા તમે જો યુદ્ધ કરવાની આજ્ઞા આપો, તો પછી હે સાજનો! તમે મારૂં શૂર જુઓ!! લહો—જુઓ. અર્થાત્ ભીમરૂપી બાજનો. અભેદરૂપક.

૧૨૮ અધર્મથી ઇ૦—જે ધર્મથી દુખ થાય તે ધર્મનુ કાર્ય તો અધર્મથી પણ અતિ હીણું છે?

જેહ ધર્મ ધારવાથી, ઇષ્ટ મિત્ર કષ્ટ પામે,
આપ્તવર્ગ દુખી થાય, ધર્મ માનું તે અમે ! !
વિચારની વાત એ છે, કરી જુઓને વિચાર,
ખોટુ નથી ગજ મારૂં, વિચારી જુઓ તમે;
એવો ધર્મ અધર્મથી, હલકો અપાર ભૂપ,
મારૂં માનવું છે એવુ, સાચવી લેવો સમે;
હવે આજ્ઞા દીજે ભૂપ, ભલુ ભ્રષ્ટરૂપ થાય,
અપરાધ અંગ આ'ય, ગુણાગુણ ના ગમે. ૧૨૯
ધારે ધર્મ સેવવાને. અસમર્થ તેમા અતિ,
તેવો ધર્મ ધારવાથી, હાનિ દ્વય થાય છે,
એક તો હણાય ધર્મ, નાશ થાય અર્થ બીજો,
એણી પેર દ્વે વિહુણો, શૂર થઇ જાય છે !
સ્થિતિ શબવત થાય, સુખ દુ ખ જાણે નહિ,
શુભ કૈં પિછાને નહિ, ભલે રક રાય છે !
અવનીશ ! એવું અમે, કષ્ટ વેઠું કાય મધ્ય,
માટે કરોને ઉચ્ચાર, કષ્ટ વાયુ વાય છે ! ! ૧૩૦
આગમમા કહ્યુ એવુ, ધર્મ કાજે જેહુ નર
કલેશ પામે અતિકાય, વળી બીજું એક છે,

---

૧૨૯ ધર્મ માનુ ઈ૦—અમે તેને ધર્મ માનીએ ( એવુ જો તમો કહોછો—અધ્યાહાર ) ભલુ ઈ૦—મારૂ રૂપ ભ્રષ્ટ થાય કે મારા અંગને અપરાધ સહાય—મારૂ અંગ અપરાધી થાય, તો ભલે થાય, હવે મને કર્તવ્યકાર્યના ગુણ કે અગુણ વિચાર્યા કરવા ગમતા નથી !

૧૩૦ ધારે ઈ૦—જેવો ધર્મ ધારવાને અસમર્થ ધારે છે, તેવો ધર્મ ધારવાથી દ્વય ( બે ) હાનિ થાય છે દ્વે વિહુણો—ધર્મ અને અર્થ બન્ને રહિત ઉચ્ચાર—યુદ્ધ કરવાની આજ્ઞાનો કષ્ટ વાયુ ઈ૦—પરિણામાલંકાર.

મેળવવા દ્રવ્યતણો, ઉદ્યોગ ન કરે જેહ,
ઉભય તે મૂર્ખ માન્યા, પ્રમાણ અનેક છે;
વિચાર કરોને વારૂ, ચિત્ત વિચ ધરો ચારૂ,
*આજ્ઞા પછે આપો આજ, વિવેકી વિવેક છે;*
અસત્ય જો હોય મારૂં, વેણ શાસ્ત્રથી વિરૂદ્ધ,
તો તો ભગે કષ્ટ વેઠું, તને ધર્યો ટેક છે ! ૧૩૧
વિચાર એવો જે કરે, ધર્મને ન જાણે તેહ,
કોની પેર કહી દાખું, શાંત થાવ સાંભળી;
અંધ જેમ જાણે નહિ, સવિતાતણો પ્રકાશ,
પ્રયોજનતણી પેર, માણે નવ તે મળી,
ધર્મતણું ધ્યાન એવું, દૃષ્ટાંતે જાણો સિદ્ધાંત,
પ્રેરો પછે પૂર પ્રેમ, બલિષ્ટ જાયે બળી;
સુખી કરો વલ્લભને, માગ્યું આપે દેવ મોટા,
અન્યાય કરો ન રજ, છળે જાવ ના છળી ! ૧૩૨
ધનવડે થાય સુખ, ધનવડે જાય દુઃખ,
ધને જન ધની બની, ધર્મધારકો બને;

---

૧૩૨ વિચાર ઇ૦—જે માણસ એવો (પૂર્વોક્ત) વિચાર કરે નહિ તે ધર્મને જાણે નહિ દૃષ્ટાંતઃ જેમ આંધળો સૂર્યનો પ્રકાશ જાણતો નથી તેમ. પ્રયોજન ઇ૦—જેમ આંધળો સૂર્ય તરફ જુએ ખરો, પણ તે જોવાનું પ્રયોજન જે પ્રકાશનું દર્શન થવું, તે એને મળે નહિ, તેમ અવિચારી માણસ ધર્મ આચરે પણ તેનું પ્રયોજન જે કાર્યસિદ્ધિ, તે એને પ્રાપ્ત થાય નહિ. પ્રેરો ઇ૦—એમ જાણીને પછી પૂર પ્રેમ આણીને મને યુદ્ધ કરવાને પ્રેરો કે જેથી બલિષ્ટ શત્રુઓ બળી જાય ! વલ્લભને—તમારા વહાલા ભીમને, કે વલ્લભ કવિને.

ધને શૂર સા'ય થાય, ધને સુર દર્શન દ્દે,
ધને ધ્યાનધર થાય, ધને સુખ લે વને;
ધને કર્મ શુભ કરે, ધને ધર્મ પીડ વામે,
ધને જામે જુક્તિ સર્વે, ધને આનંદ મને;
ધને બૃહસ્પતિ સમા, મળી આવે છે આચારી,
ધને પરલોક મળે, ધને સૌ જાણ્યું જને. ૧૩૩
ધનવડે ધર્મ થાય, કૂડા કર્મ નાસી જાય,
જોડી એ બેની ગણાય, કારણ કે'વાય છે;
સમજો શાણા તમામ, ધારી હૈયા મધ્ય હામ,
થઈ જાશે સિદ્ધ કામ, રૂડામાં રે'વાય છે,
કારમી કરામત છે, સે'લમાં સમજાવું તે,
સમજી જાઓને આજ, દતાં તો દેવાય છે;
દાનેશ્વર કવીશ્વર, જેવો કોઈ નથી નકી,
વલભ તે વલ્લભ છે, નામના લે'વાય છે. ૧૩૪
ધનનો કરે છે જેહ, સ્વય કાજે સધરો તે,

---

૧૩૩ સુર—દેવ. (ધનવડે યજ્ઞાદિ કરવાથી દેવ પણ દર્શન આપે છે). સૌ ઈ૦—સૌ (જે જે કાર્ય બને છે તે સહુ ધને (ધનથી) થાય છે એમ લોકોએ જાણ્યું છે)

૧૩૪ જોડી ઇ૦—ધન અને ધર્મ એ બેની જોડી (સંપ) છે. અર્થાત્ એ પરસ્પર કારણ રૂપ છે, ધનનું કારણ ધર્મ અને ધર્મનું કારણ ધન છે. રૂડામાં ઇ૦—માટે એ ધનવડેજ રૂડામાં (સારા લોકોમાં અથવા સારા દરજ્જામાં) રહેવાય છે કારમી ઇ૦—ધન એ કારમી કરામત રૂપ છે: શામાટે તેને કારમી કરામત કહેલી, એ વગેરેનો ખુલાસો હવે પછી કરશે. દતાં ઇ૦—તે ધન બીજાને દાનમાં [illegible] નો આપી શકાય છે. અર્થાત્ ધનવડે દાન રૂપી ધર્મ સાધી શકાયછે, અને દાનરૂપી ધર્મવડે પાછું ધન મળેછે, એ કારની કરામત છે.

નકી માનવો નાદાન, અર્થથી અજાણ છે;
ગોવાળિયો રક્ષે ગાય, એઠું જૂઠું ખાવા આશે,
તેવી દશા માનો તેની, પૂરૂં આ પ્રમાણ છે;
દાટ્યું નવ આવે કામ, ધનનું જાણું તમામ,
ધનીએ કરવું કામ, કર્યું તે સુજાણ છે;
ન કર્યું તે છે નાદાન, લોભાયો તે છે પાષાણ,
દુઃખી કરે પાપ પોતે, પરાયા તો પ્રાણ છે. ૧૩૫
ધનકેરો ધણી થયો, પછે ખરચ્યું ન તેને,
લોભે લક્ષણ ગુમાવ્યુ, ન જાણ્યો શું ધર્મ છે !
નીચ પાપી તેહ નકી, એમ અમો જાણું નૃપ,
ભૂતઘાતી માનું તેને, પાષાણ તે પર્મ છે;
નિંદાયો નરની મધ્ય, ધનલોભી ધની જેહ,
નર્ક માંહી પડ્યો તેહ, સદા જે અશર્મ છે;
એવા ધનતણી આશા, ભીમભડ જાણી કરે ?
સમજે પ્રમાણું તે, ધને કૂડાં કર્મ છે ! ૧૩૬
ધન મળી આવ્યું પૂર. શૂર વિષયમાં થયો,
કર્યાં નવ ધર્મકર્મ, દુષ્ટો તેને જાણવો;
ધમ વિણ આચર્યું ધન, આકળના જેવી પેડ,

જશે એમ જાણુ અમો, માટે ધર્મ માણવો !
ધન અને ધર્મ જાય, નવ ધની ધર્મ ધારે,
હતો તેવો રહે નવ, પાપી તે પ્રમાણવો,
આપ્તવર્ગ સાથ તેહ મિત્રનો મરાવનાર,
ધર્મ વિણ થાય નકી, એ વિચાર આણવો ૧૩૭
પૂર્વજના પુણ્યથકી, એણીપેર જાણુ અમો,
પ્રમાણ પ્રમાણુ અમો, ક્ષત્રીતણા બાળ છુ,
તમારા જેવાએ નકી, ધર્મ અને ધનમન્ય
આવા કદી રે'વુ નહિ, દીનતાના કાળ છુ !
ઉભય મળ્યા'તા ભૂપ ! જાળવ્યા'તા જુક્તિવડે,
ગુમાવી દીધા નૃપાળ ! લહુ વૈરીવ્યાળ છુ,
જૂઠુ જાણીને કર્યું છે, કરાવ્યુ છે કૂડુ વળી,
પૂછુ પ્રશ્ન ઉત્તર દ્યો, તો તો જાણુ ન્યાલ છુ ! ૧૩૮
ધર્મનુ મૂળ કારણ, ધન મનાયુ છે નકી,
દ્રવ્યનુ મૂળ કારણ ધર્મ ખરો કે નહિ ?
એમ એકમેક મળ્યા, સુજ્ઞો જાણે છે તમામ,
સમજવા કાજ આજ, દષ્ટાંત દેઉં અહીં,

---

૧૩૭ વિષયમા—ઇંદ્રિયોના વિષય ભોગવવામા નવ ઇ૦—જો ધની-પુરૂષ ધર્મ ન કરે તો આપ્ત ઇ૦—ધનવાન પુરૂષ જો ધર્મ ન કરે તો તે પોતાના આપ્તવર્ગ સહિત મિત્રોને મરાવનાર થાય, એમ જાણવુ

૧૩૮ પ્રમાણ ઇ૦—એ વિપ્રના પ્રમાણને પણ હુ પ્રમાણુછુ -જાણું છુ આવા—અર્થાત્ દીન થઇને ઉભય—ધર્મ અને ધન બ ને ગુમાવી ઇ૦—હે નૃપાળ ! તમે તે ગુમાવી દીધા એમ હુ વૈરીવ્યાળ ( શત્રુઓનો સર્પ ) લહુ છુ ! અથવા ગુમાવી દીધા માટે હે નૃપાળ ! હુ તમને વૈરીવ્યાળ જેવા -લહુછુ જૂઠુ ઇ૦-તમે જૂઠુ જાણીને એ દ્યૂતનુ કામ કર્યુ છેઅને કૌરવોએ જૂઠુ જાણીને તે કરાવ્યુ છે, માટે હવે મારા પ્રશ્નનો ઉત્તર આપો

વર્ષાનું મૂળ કારણ, આપર મનાય જેમ,
અબ્ધિનું મૂળ કારણ, વર્ષા મનાય સહી;
જાણે જેહ એવું રાય, તેહ દુઃખી થાય કેમ,
વિચારીને જુઓ વાત, લક્ષણવડે લહી. ૧૩૯
સૂક્ષ્મ ધર્મતણી ગતિ, કેવી અમો જાણું ભૂપ,
જણાવું તે આજ સવ, પછે કરો પાધરૂં;
ધર્મધારી તમે એક, એમ માની બેસો શેણે !
અમે પણ જાણું સર્વ, અન્યાય શેણે કરૂં ?
ખોટું હોય જો અમારૂં, ખોટાં આગમ તમામ,
હસ્ત આપદી કે' એવું, દિલમાં હું ના ડરૂં !
શ્રવણ કરોને ભ્રાત, વાત કરૂં વળી બીજી,
મારે મત મળો તમે, અસત્ય ના આચરૂં. ૧૪૦
કુસુમ ને ચંદનના, સ્પર્શથકી જેહ રતિ,
પુરૂષને થાય પૂરી, વળી ધાતુ સર્વથી;
કામનાતણા કલોલ, અનેક ઉપજે એણે,
દેહને એમાંનું કાંઇ. નથી ગુણગર્વથી;
કામનાઓ માનસની, એ તો માનવીજ નકી,
દેહનું ન કાંઇ તેમાં, જાણો પુણ્ય પર્વથી;

---

૧૩૯ ધન અને ધર્મ પરસ્પરનાં કારણ કેવી રીતે છે તે દૃષ્ટાંત આપીને કહી બતાવે છે વર્ષાનું ઇ૦. આપર—સાગર. અબ્ધિ—સમુદ્ર.

૧૪૦ સૂક્ષ્મ—તત્વરૂપ પાધરૂં—યથાર્થ આગમ—શાસ્ત્ર આપદી—પછાડી મારે મત—મારા મનમાં. મતલબ કે જેમ તમે ધર્મધારી છો તેમ અમે પણ છીએ, ત્યારે તમે અમારા મતને મળતા કેમ થતા નથી? વળી ધર્મનું સૂક્ષ્મ અવલોકન કરતા એમ જણાય છે કે કપટથી આચરાવેલો ધર્મ એ ધર્મ નથી, તો તમે તેને શામાટે ધર્મ માનો છો?

વિચારી જુઓને વાત, વળી આગે વદુ અન્ય,
સમજો સિધ્ધાંત સર્વ, ધ્યાન માન ધર્વથી. ૧૪૧
નર ઇચ્છા કરે કેવી, તેહ હું જણાવું આજ,
જાણવા જેવી છે રાય, એક ચિત્તે સાંભળો,
અર્થવડે અર્થ ચાહે, મનુષ્ય મેળવવાને,
ધર્મકેરી ઇચ્છા ધરે, કારણ એવાં કળો ?
ખાનપાન માન મોધું, જેને ઉર વશ્યું આવી,
તે તો દ્રવ્ય ઇચ્છે ભૂપ, વદે ધર્મ તો ટળો;
એમ નર માત્રને તો, કામનાથકી વધારે,
ઇચ્છા કોઇ થાય નહિ, તેવાથી પાછા વળો ! ૧૪૨
સર્વ પ્રાણીકેરો જેમ, પારધિ વિનાશક છે,
અધર્મ છે તેવો ભૂપ, નાશકારી નરનો;

---

૧૪૧ રતિ—પ્રીતિ ધાતુ—સુવર્ણ ૯ કામના—મનોરથ કલ્લોલ—તરંગ. ગુણગર્વથી—કદાપિ સદ્દગણોનો ગર્વ કરે તોપણ દેહને તેમાનુ કાંઈ નથી પણ એ તો મનનીજ કામનાઓ છે ! તાત્પર્ય કે જડરૂપ દેહને જેમ કોઈ વિષય સાથે સંબંધ નથી તેમ ધર્મ સાથે પણ સ બંધ નથી; ધર્મ પણ બીજા વિષયની પેઠે મનને અનુસરે છે. જેમ જ્ઞાની પુરૂષો મનથી કલ્પેલા વિષયોને તુચ્છ ગણે છે તેમ તમારે પણ મનથી કલ્પેલો ધર્મ તુચ્છ ગણવો જોઈએ.

૧૪૨ અર્થ—ધન ધર્મકેરી ઇ૦—પશુ મનુષ્ય જેથી ધર્મની ઇચ્છા ધરે એવાં કારણ તમે શા કળો છો ? વદે ઇ૦—તે તો એમ કહે કે ધર્મ ટળો ( ધર્મ નાશ પામો—અમારે ધર્મ જાણનો નથી ) એમ ઇ૦—એવી રીતે નરમાત્રને કામનાથી( પોતાના મનના માનેલા મનોરથ કરતા ) વધારે ઇચ્છા થતી નથી, તો તમે તેવા મનુષ્યથી પાછા વળો—દૂર રહો મતલબ કે દુર્યોધનાદિ ધનને અર્થે ધર્મને તજે એવા છે માટે તેમનાથી દૂર રહીને અમે જે ધર્મને અર્થે ધનને તજીએ છીએ તેમના કહેવાને માન્ય કરો—એવા દુષ્ટો સાથે યુધ્ધ કરવુ એ અમારે મતે ધર્મ છે તે માનો

અમો જાણું તે જરૂર, અધર્મથી હાનિ થાય,
માની થાય, મૂર્ખ થાય, થાય કૂડા કરનો;
જૂઠું અંગ જામી જાય, ધર્મકૃત્ય વામી જાય,
સતીતણો સ્વામી જાય, ભાવ જાય હરનો;
ધર્મી રંક થાય રાય, અકરમી જાય રાય,
માટે થવુ ધર્મીરાય, પ્રેમ માની પરનો. ૧૪૩
ધર્મ અને ધન મળ્યાં, આપણને બંને ભૂપ,
દુઃખ દિલ થયું તોયે, કેવું તે જણાવું છું;
ધનાદિકથકી થાય, કામના સ્ત્રીઆદિકમાં,
તેવી થઇ ગઇ ભૂપ, ગુણજ્ઞ ગણાવું છું;
દ્રવ્ય મળ્યું હોય જેને, સ્ત્રીઆદિક મળે તેને,
સુખ પણ લાધે સાચું, તન ત્યાં તણાવું છું;
અધનીને મળે નહિ, માનિની કે મોંઘા સુત,
પરિજન પામે નહિ, જાણું તે જણાવું છું. ૧૪૪

---

૧૪૩ ક્ષત્રિયનો યુધ્ધરૂપ ધર્મ તમે નહિ સ્વીકારો તો અધર્મી કહેવાશો, એ અર્થને પ્રતિપાદન કરેછેઃ સર્વ ઇ૦. કૂડા કરનો—નઠારા હાથનો—પોતાને હાથે ભુંડાં કામ કરનારો. જૂઠું—અસત્ય વામી જાય—તજી જાય. સતીતણો ઇ૦—ને સતીનો સ્વામી રહે નહિ. અર્થાત તે પોતે નાશ પામે કે તેની સતી સ્ત્રી અસતી થાય. હરનો—હર ( પરમેશ્વર ) ઉપરનો. ધર્મી ઇ૦—જો ધર્મી છતાં તે અધર્મ આચરે તો, હે રાય ! તે ધર્મી છતાં રંક થાય, અને અકરમી ( અભાગિયો ) જાય ( ઉપજે—થાય ). ધર્મી— પોતાના ખરા ધર્મને માનનારા. પરનો—પરમેશ્વરનો.

૧૪૪ ધનાદિકથકી ઇ૦—જેને ધન મળ્યુ હોય તેની સ્ત્રી આદિકમાં જેવી કામના થાય તેવી આપણી દશા થઈ ગઇ છે અર્થાત્ આપણી ઇચ્છાઓ ધનને આધારે ઉત્પન્ન કે નાશ થનારી છે—ધન એજ આપણો નેતા

ધનહીન હોય તેને, સ્ત્રી આદિક મળ્યાં નહિ
મળ્યાં હોય ભલે ભાગ્યે, તોય કેવુ થાય છે;
નિયોગવેરી વિકાળ, વનિતાદિ સુખ ટાળે,
દુ ખ થાય દિલ કેવું, જાવાનું તે જાય છે;
અતિ વૃદ્ધ કાયા થઇ, ગયા મરી સુત દાગ,
દુઃખ દિન તેને કેવુ, વર્ણી શું કે'વાય છે;
એવું થયું હોય જેને, મતિમાન કહે તેને,
અનર્થપ્રાપ્તિ છે એને, અલક્ષ્મી લે'વાય છે. ૧૪૫
એથા કે એથી અધિક, અર્થવનો અનર્થ જે,
વો'રી લીધો શે નપાળ, જોઇશે જણાવવુ ?
વા'લાકેરાં વેણ નવ, રજ રૂચતાંજ આવે,
ફાવે નવ ફેર એવા, ગુણસે ગણાવવું '
જવાદ્યો એ જૂઠી વાત, આજ્ઞા ઝટ અર્પો આજ,
કાજ કરો મહારાજ, ન ભુંડુ ભણાવવુ,
સત્યારથ શોધો સિદ્ધ, પ્રસિદ્ધ પડિત પૂરા,
અધૂરા ન બનો આવા, ન તાણે તણાવવું ! ૧૪૬

---

હોય, તેવી દશા થઇ છે ! અધની—ધનહીન પરિજન પામે નહિ—તેને દાસ દાસી પણ ન મળે તાત્પર્ય કે ધન જવાથી આપણી દશા નિર્ધનના જેવી લાચારીભરેલી થઇ ગઇ છે !

૧૪૫ જાવાનું ઇ૦—જે જવાનુ છે તે તો જાય છેજ, તથાપિ તે જવા-વડે દિલમા કેવું દુઃખ થાય છે, તે જુઓ ! અલક્ષ્મી—ધનહીનતા.

૧૪૬ ગુણસે ઇ૦—અને એમ છતા તમારે ગુણગમા ગણાવું છે ? ન ઇ૦—દુ ખરૂપી તાણમા તણાવવું ( પોતાના આપ્તજનને વેહેવા દેવાં ) નહિ ! અથવા બીજાના તાણવાથી તણાવુ નહિ ( પ્રયોજ્યરૂપ ઘણી વાર મૂળરૂપે વપરાય છે )

ધારણા તમારી એવી, કે હું ધર્મધર મોટો,
પણ અમો જાણુ કાક, ખરી કહું વારતા;
વિષયમા વર્તનારી, પચ ઇંદ્રિયો મનાય,
મન હૃદે પ્રીતિવાળા, યોગી મુનિ ધારતા;
એવા સર્વ કર્મકેરૂ, ફળ કામના મનાય,
એમ અમો સમજુછુ, દુશ્મિનને ડારતા;
એવુ સમજી સિદ્ધાત, રૂઢ મન કર્યુ કેવુ ?
તેહ તો જણાવું આજ, દુખે નવ મારતા. ૧૪૭
પ્રત્યેક પુરૂષે પૂરૂં, પિછાણવુ પ્રમાણ આ,
ધર્મ અર્થ કામ સર્વ, જૂદા જૂદા છે નકી;
એવુ જાણ્યા પછી ભ્રાત ધર્મમા કે દ્રવ્ય મધ્યે,
અથવા કામના મધ્ય, ન પૂરા રે'વું ટકી;
ગમે તેહ એક મધ્ય, પચવુ ન પૂરેપૂરા,
શાસ્ત્રસંમત છે વાત, વેદમા એવી વકી;
ત્યારે કેમ કરવું તે, જણાવી દઉં હું આજ,
જાણી જાવ જાણ મોટા, ન જાણું બૂરૂં બકી. ૧૪૮
વાસરનો પૂર્વભાગ, ધર્માચર્ણ મધ્ય લેવો,
દિવસનો મધ્યભાગ, ધન કાજ ધ્યાનનો;

---

૧૪૭ વિષયમા—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ, એ પાચ વિષયમા પંચ ઇદ્રિયો—કાન વગેરે મન હૃદે ઇ૦—મન અને હૃદય ( બુદ્ધિ રૂપી અત -કરણ ) એ પાચ ઇંદ્રિયોના વિષયથી પ્રીતિવાળા થાય છે કામના—મનોરથની પ્રાપ્તિ

૧૪૮ કામના મધ્ય—કામમા શાસ્ત્રસંમત—શાસ્ત્રે પ્રમાણ કરેલી. જાણી જાવ ઇ૦—અર્થાત્ જેમ અર્થમા કે કામમા માણસે આસક્ત થવું ન જોઇએ તેમ ધર્મમા પણ આસક્ત થવું ન જોઇએ. કારણ કે એ આસક્તિ, એજ બધનમા નાખનારી છે

દિનકેરે અંતભાગ, કામનાનું સેવન તો,
જેહ નર કરે નકી, તેહ સુખી થવાનો;
ધર્મ, દ્રવ્ય મેળવવું, સેવવા વિષયાદિક,
કહ્યા તે પ્રકારે પૂરા, પથ નથી વા'વાનો;
વલ્લભ કવીશ કથે, આચરો જો કહ્યું તેમ,
તરી જાવ તો તો નક્કી, સત્ય રાહ સા'વાનો. ૧૪૯
ભેદ એ મધ્યે ભણે છે, તેહ પણ ભાખી દાખું,
મતિમાન માન તજો, ભજો ભલી વાતને;
વાસરની પૂર્વાવસ્થા, કામનાને સેવવાની,
કહી ગયા મુનિ મોટા, દ્વિજાદિક જાતને;
મધ્યાવસ્થા મધ્ય દ્રવ્ય, ઉપાર્જન કરવાનું,
શુદ્ધ શાસ્ત્ર મધ્ય ભાખ્યું. પુરૂષ પ્રખ્યાતને;
દિનકેરા અંત ભાગે, ધર્માચરણ મધ્ય ધાવુ,
વાત શાસ્ત્રસંમત છે, પામવુ ન પાતને ૧૫૦

---

૧૪૯ ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ પુરૂષાર્થના નિયમિત ત્રણ કાળ વર્ણ્યે છે વાસર ૯૦ વાસર—દિવસ અંતભાગ—અર્થાત્ પાછલા ભાગમા. પથ ૯૦—આ માર્ગ જે મે બતાવ્યો તે કાઇ વા'વાનો નથી, પરતુ ખરો છે મતલબ કે ધર્મ જે ત્રણ પુરૂષાર્થમાંનો એક છે, તે દિવસના પેહેલા ભાગમા સાધવાનો છતા તમે તો આખો દહાડોજ ધર્મના ધ્યાનમા કાઢોછો એ યોગ્ય નથી

૧૫૦ ભેદ—મતભેદ. વાસરની—દિવસની અથવા આ જગોએ 'વાસર' શબ્દથી મનુષ્યનો આખો આયુષ્ય સમજવો અને 'કામના'વડે અધ્યયનાદિકની ઇચ્છા સમજવી કેમકે "शैशवेभ्यस्तविद्य स्याद्यौवने धनसंग्रही । वार्द्धके निवृत्ति प्राप्य गृह एव हरिं भजेत्" —'બાલ્યાવસ્થામા વિદ્યા ભણવી, જુવાનીમા ધન મેળવવું અને વૃધ્ધાવસ્થામા નિવૃત્તિ પામીને ઘેર બેઠાજ હરિ ભજવા," એમ મન્વાદિક સ્મૃતિનરોનુ કહેવુ છે

ચતુર નૃપાળ એમ, શાસ્ત્ર પોકારી ક્હેછે,
આર્ય આચરે છે એમ, જુગોજુગ જાણ છે;
જેહ નર ધર્મ સુખ, પ્રાપ્ત થવા ઇચ્છતો તે,
સર્વફેરો ત્યાગ કરે, તેના તો વખાણ છે!
નિરપેક્ષ નામ તેનુ, નવેખંડ વ્યાપી રહે,
ભલુ બૂરૂં તેને નવ, એવા એ સુજાણ છે;
બીજા નર કેવા રૂડા, એહ પથે જાનાવાળા,
ખત્તા નહિ ખાવાવાળા, કમાયા જે લા'ણ છે. ૧૫૧
ગુણજ્ઞ ગણાવુ તેહ, બીજા નર બુદ્ધિમાન,
રાજ્યસમૃદ્ધયાદિ સુખ, વાચ્છે પૂરા પ્રેમથી;
એ બે ઉપાય કહ્યા છે, ષટશાસ્ત્ર વેદ વિષે,
રૂચે તેહ ગ્રહો રાય, વચળો ન વે'મથી;
ઉભય એ સુખરૂપ, માર્ગ મોટેરા મનાય,
ગ્રહણ કરોને એક, નકી કરી નેમથી.
એ બે સુખ વિહોણુ જે, જીવવુ તે વ્યર્થ ગણો,
ભણુ નવ ભુંડો વાત, રાચું રાય! રે'મથી. ૧૫૨
ધર્મધ્યાન ધરો તમે, તેહ વાત જાણું અમે,

---

૧૫૧ આર્ય—આર્ય પુરૂષો તેના તો ઇ૦—અર્થાત્ તમે જો બધુ તજી બેસો તો તમને કોઇ કહેવા ન આવે! નિરપેક્ષ—અપેક્ષા (દરકાર) રહિત. બીજા નર ઇ૦—એક તો નિરપેક્ષ થઇને સર્વ તજનારા, અને બીજા નિયમિત ધર્મ આચરી સંસાર ભાગવનારા, એ બે જાતના ઉત્તમ પુરૂષો કહેવાય છે, તેમાંના જે બીજા કહ્યા તે કેવા છે, (તે કહુ છું—અધ્યાહાર)

૧૫૨ રાજ્યસમૃદ્ધયાદિ—રાજ્ય સંપત્ત વગેરે એ બે ઉપાય—નિરપેક્ષ થવુ એ એક, અને નિયમિત ધર્માચરણ કરવુ, એ બીજો રે'મથી—(તમારી) કૃપાના

ઉપદેશ દેહ દમે, ભલુ લાગે ભાઇના;
સ્નેહી તમારા અમે છું, માટે વાત સત્ય વદું,
વેદના પ્રમાણવાળી, અસત્ય તો રાઇ ના;
દાન યજ્ઞ અને વળી, સતપુરૂષની સેવા,
વેદાધ્યંન સત્યતાની, કમાવો કમાઇ ના;
નીવડયો ન તેહ નર, ન જીવ્યા પેઠેજ જીવ્યો,
કમાયો ન એ કમાઇ, શ્યામ થાય સાંઇના. ૧૫૩
એમાં પણ એક વાત, જાણવા જેવી જરૂર,
જણાવી તે દઉં આજે, સજ્જન સા સાંભળો;
અન્ય ગુણ સર્વ હોય, એક દ્રવ્ય ગુણ વિના,
કામના ન કોઇ રજ, કાળો ધબ કામળો !
જેમ સર્વ રંગકેરો, લય શ્યામ રંગ કરે,
તેમ દ્રવ્ય રૂપી ગુણ—તણો વડો આમળો;
ધર્માચર્ણ થાય નહિ, દેવ કરે સાય નહિ,
ધાર્યું તે કમાય નહિ, કૂપ જાણો ભામળો. ૧૫૪
સર્વ જગકેરૂં જાણ, મૂળ કારણ છે ધર્મ,
ધર્મ તેહ સાધ્ય થાય, માટે ધન મેળવો;
ક્ષત્રીધર્મ ધારવો જો, તો તો ધનકેરૂં કાજ,

---

૧૫૩ ઉપદેશ ઇ૦—પણ તમારો ઉપદેશ અમારા દેહને દમે છે. વેદાધ્યંન—વેદનુ અધ્યયન ( ભણવુ ) નીવડયો ઇ૦—તે નર નીવડી આવ્યો એમ ન જાણવું શ્યામ—હરિ સાંઈ—સાહાય

૧૫૪ કામના—ઉપયોગના કાળો ધબ ઇ૦—અર્થાત્ શૂન્ય જેવા છે કૂપ ઇ૦—જાણે ભામળો ( મોળા પાણીવાળો ) કૂવો હોય તેવા બીજા બધા ગુણ જાણવા અર્થાત્ મોળા કૂવાના પાણીથી જેમ તૃષા છીપતી નથી, તેમ દ્રવ્ય વિનાના ગુણોથી કોઈ ઇચ્છા પૂર્ણ થતી નથી.

ભિક્ષા ન મગાય રાજ, ભુડું નવ ભેળવો,
ગભરાય ને ગુંચાય, દીક્ષા ધરી ભિક્ષા માગે,
તોય ધન લાધે નહિ, કાણુકને કેળવો;
મારૂં કહ્યુ માની ભૂપ, ક્ષત કરો ક્ષત્રી થઇ,
મેળવોને ધન મોઘુ, હેત પ્રીત હેળવો　　　૧૫૫
દેખાડી દો જાણતા જો, ધર્મધર થઇ બેઠા,
દ્વિજ વૈશ્ય શૂદ્ર વૃત્તિ, ક્ષત્રીને છે કામની ?
આગમ જોયા તમામ, નિગમ, તપાસ્યા ચાર,
નિકળતુ નથી કાંઇ, મહત્તા છે દામની !
મારવુ ને મરવુ એ, ધર્મ ક્ષત્રીકેરો ધીર,
મુદ્દલ ન માગવાનુ, હિમ્મત તો હામની;
ક્ષત્રી થયા જ્યારે તમે, ત્યારે દીન થાવ કેન ?
યુદ્ધ કરવાને ઊઠો, સેવ સાધી શ્યામની.　　　૧૫૬
ક્ષત્રીધર્મ ધારી કરી દ્વિજવૃત્તિ મારી કરી,
દુશ્મિનને ડારી કરી, ધિંગા ધીર થાવને;
ભેદ ભાવ ભારી કરી, દીનવૃત્તિ ન્યારી કરી,
સ્વધર્મથી યારી કરો, શસ્ત્ર પડ્યા સાવને;
સમજ તો સારી કરી, પિતૃગણ તારી કરી,
સમરે સીધારી કરી, જુદ્ધ કરો જાવને,

---

૧૫૫ દીક્ષા ધરી—મંત્રોપદેશ લેઇને—મુડાવીને—વેરાગી કે સન્યાસી થઇને ક્ષત—ઘા ( કેમકે તે ક્ષત્રિયનો ધર્મ છે )

૧૫૬ દ્વિજ ઈ૦—દ્વિજની, વૈશ્યની કે શૂદ્રની વૃત્તિ ( છવિકાનું સાધન ) તે ક્ષત્રિયને કામની છે? અર્થાત્ શું ક્ષત્રિય બ્રાહ્મણની પેઠે વેદ ભણી યજ્ઞ કરાવશે કે દાન દક્ષિણા લેશે? અથવા શું ખેતી કે વેપાર કરશે? અથવા શુ દાસત્વ કરશે? આગમ—શાસ્ત્ર નિગમ—વેદ

અરિશાર શારી કરી, ધરી ખાંત ખ્વારી કરી,
ધરી હઠ હારી કરી, રૌદ્રાબ્ધિમાં ના'વને ૧૫૭
ધૃતરાષ્ટ્રસૂનુરૂપી, જનવનું વન જાણો,
અર્જુન હું મન જાણો, વન્હિ તેહ વનના;
વેણ રૂપી વાયુ થઇ, ઝગઝગાવો જુલુમ,
પ્રગટે પાળક કેવા, દાવ લે દુશ્મિનના,
કરો આજ્ઞા કરો ભૂપ, અરે શું હજી ન વદો,
વદો વદો વેગે વીર, ઉભરા આ મનના,
કેમ થઇ બેઠા મૂઢ, અરે રે કરૂ શું હવે,
કંપ કાયા મધ્ય વાપ્યો, સંપ શા સજ્જનના. ૧૫૮
સુધી જન વદે આમ, તેહ ધ્યાન મધ્ય ધારો,
ધર્મક્ષત્રીતણો કેવો, જણાવુ હું જાણ છો;
જેમ સિહ ધારે મન, વનપશુ સર્વકેરો,
રોફદાર રાજા હુ તો, પુણ્યશાળી માણ છો;
તેમ નરમાત્રકેરો, ક્ષત્રીધર્મધારી રાય,
ધણી રણી માને નકી, સત્યવક્તા વાણ છો;

---

૧૫૭ મારી કરી—અર્થાત્ તજી દેઇને ભેદભાવ—રાજનીતિના ભેદ વગેરે ઉપાય સ્વધર્મથી—ક્ષત્રિય ધર્મથી પિતૃગણુ—પિતૃઓના સમુદાય અર્થાત્ તમે ક્ષત્રિયધર્મ ધરો તેથી પિતૃઓ તરશે પ્રથમ કાર્યનુ કથન કરીને કારણનું પછી કથન કર્યું છે માટે **ચપલાતિશયોક્તિ.** ધરી ઇ૦—તમે જે હઠ ધરી છે તેને તજી દેઇને રૌદ્રાબ્ધિમા—રૌદ્રરસરૂપી સમુદ્રમા અર્થાત્ ક્રોધ ધરીને શત્રુઓને મારો **નાગશિશુબંધ ચિત્રકાવ્ય.**

૧૫૮ ધૃતરાષ્ટ્રસૂનુરૂપી—ધૃતરાષ્ટ્રના પુત્ર કૌરવો રૂપી જનવનુ—ઉજડ. અર્જુન હુ—અર્જુન અને હું. વન્હિ—અગ્નિ વેણરૂપી—તમારા વચન રૂપી. સંપ ઇ૦—અરે આ સજ્જનના સપ શા ( શા કામના )? **વક્રોક્તિ.**

જીતું કિયો દેશ જઇ. કે'વાઉં શે નરનાથ,
એવો પ્રેમ પૂરો ધારો, પૃથ્વીમાં પ્રમાણ છો !! ૧૫૮
દુશ્મનથી દીન હું છું, હઠી ગયો હીન હું છું,
પાણી વનું મીન હું છું, તર્ફડું જુગારથી;
ધિક વદો એવું મુખ, બીક ભીષ્મતણી ધરો,
ઠીક નવ દ્રોણે ડરો, થઇ મોટા મા'રથી,
લડો લાખવાર જઇ, અડો અરિગણ મધ્ય,
પડો કે પાડો તમામ, શોધો શૂર સારથી !
અરે રે ન અંગ મધ્ય, ઉમંગ કશો જણાય,
ગણાય ન ગણના કૈં, ભીમ ભારે ભારથી. ૧૬૦
અહો વડભ્રાત મારા, ક્ષત્રીવૃત્તિવડે અર્થ,
પ્રજા સૌ ઉદ્વેગ પામે, તેહ જાતિમાં થયા !
તેના ધર્મ જાણો તમે, ધર્મનંદન કે'વાઓ,
માટે માનો મારું કહ્યું, અર્ધા વારિમાં વહ્યા !
પ્રજાપાલન કર્યાથી, ન અશુભ ફલ થાય,

---

૧૫૯ સુધીજન—સારી બુધ્ધિવાળા પુરૂષો. જણાવું ઇ૦—જો કે તમે તો જાણ છો તથાપિ હું જણાવું છું ! પુણ્યશાળી ઇ૦—તમે પુણ્યશાળીઓના પ્રાણરૂપ છો ! અથવા પુણ્યશાળી આત્મા છો ! ( માટે હું તમને કહું છું ). તેમ ઇ૦—તેમજ ક્ષત્રીધર્મધારી રાય પોતાને નરમાત્રકેરો ધણીરણી માને. સત્યવક્તા ઇ૦—તમે વાણીના સત્યવક્તા છો ( માટે મારૂ કહેવું ખરૂં છે કે કેમ તે કહો )

૧૬૦ દ્રાણે ડરો—દ્રોણથી ડરો. ભીમ ઇ૦—ભારે ભારથી ( લડવૈયા ) ભીમની કાંઇ અહીં આગળ ગણના ગણાતી નથી ! અથવા ભીમની આ ભારે ભારથી ( ભારતી—વાણી )ની અહીં કંઈ ગણના ગણાતી નથી !

સ્વધર્મને ત્યાગતાં તો, જાણો નરકે ગયા;
તજશો જો ક્ષત્રીધર્મ, હાંશી હેલા મધ્ય થશે,
ફટફટ કે'શે મર્દ, વિના વન્હિ તો દહ્યા !! ૧૬૧
સજ્જન વા દુર્જન હો, પુર્ખ પંડિત વા મૂર્ખ,
સ્વધર્મનાં કર્મ તજે, નીચ મીચધર તે;
તમે નવ થાવ તેવા, વિચારો હૃદમા વાત,
અભિમાન માન રાખો, શૂર ભાર ભરતે;
પરાક્રમ પૂર્વજશાં, પૃથ્વીશ થયા તો કરો,
દ્વિજ દેહ દમે જુઓ, શીદ આવ્યા શરતે;
સ્વધર્મ તજે જો દ્વિજ, શિક્ષા તેને કરતા કો,'
અરે થયા તમે તેવા, નામ નોધ્યુ નરતે ! ૧૬૨
મારા માંહી બળ નથી ! રે રે હું ધરમધારી !
હવે નારી ના અમારી ! દુશ્મન ભલે દમો !
વેણુ પાળવાને કાજ, વેણબાણ ભ્રાત ખમો !
આપણો નથી આ સમો ! રાદયમાં અરિ રમો !
કંપો વેરી શત જોઇ ! ભાઇ ભવેડો ન કરો !
નાચું જોઇ બેશી રહો ! શાંત થઇને શમો !
અર ક્ષત્રીધર્મવારો ! શે એવી વાણી ઉચ્ચારી !

---

૧૬૧ ક્ષત્રિવૃત્તિ—રણગ્રામ વગરે મારફૂટનો ધંધો. અર્ધા ઇ૦— તમે રાજ્યપાટ હારીબેઠા માટે અર્ધા તો તમે પાણીમા તણાયા છો !

૧૬૨ મીચધર—મૃત્યુને ધારણ કરનારો—મુઆ જેવો. શૂર ઇ૦— શરનો ભાર ભરનાવડે દ્વિજ ઇ૦—જુઓ, આ દ્વિજ છે માટે તેઓ દેહ દમેછે; તમે ગર્ઠ દ્વિજ નથી તો શાવાટે દેહ દમોછો? નરતે—નહારામા— અપકીર્તિમા !

જીતું કિયો દેશ જઈ કે'વાઉં શે નરનાથ,
એવો પ્રેમ પૂરો ધારો, પૃથ્વીમાં પ્રમાણ છો !! ૧૫૯
દુશ્મનથી દીન હું છુ, હઠી ગયો હીન હું છું,
પાણી વનું માન હુ છું, તર્કુ જુગારથી;
ધિક વદો એવુ મુખ, બીક ભીષ્મતણી ધરો,
ઠીક નવ દ્રોણે ડરો, થઇ મોટા મા'રથી;
લડો લાખવાર જઇ, અડો અરિગણ મધ્ય,
પડો કે પાડો તમામ, શોધો શૂર સારથી !
અરે રે ન અંગ મધ્ય, ઉમંગ કશો જણાય,
જણાય ન ગણના કૈં, ભીમ ભારે ભારથી. ૧૬૦
અહો વડભ્રાત મારા, ક્ષત્રીવૃત્તિવડે સર્વ,
પ્રજા સૈ ઉદ્વેગ પામે, તેહ જાતિમાં થયા !
તેના ધર્મ જાણો તમે, ધર્મનંદન કે'વાઓ,
માટે માનો મારું કહ્યું, અર્ધા વારિમાં વહ્યા !
પ્રજાપાલન કર્યાથી, ન અશુભ ફલ થાય,

---

૧૫૯ સુધીજન—સારી બુધ્વિવાળા પુરૂષો જણાવું ઇ૦—જો કે તમે તો જાણ છો તથાપિ હું જણાવુ છું ! પુણ્યશાળી ઇ૦—તમે પુણ્યશાળીઓના પ્રાણરૂપ છો ! અથવા પુણ્યશાળી આત્મા છો ! ( માટે હુ તમને કહુંછું ) તેમ ઇ૦—તેમજ ક્ષત્રીધર્મધારી રાય પોતાને નરમાત્રકેરો ધણીરણી માને. સત્યવક્તા ઇ૦—તમે વાણીના સત્યવક્તા છો ( માટે મારૂ કહેવુ ખરૂં છે કે કેમ તે કહો )

૧૬૦ દ્રાણે ડરો—દ્રોણથી ડરો. ભીમ ઈ૦—ભારે ભારથી ( લડવૈયા ) ભીમની કાંઈ અહીં આગળ ગણના ગણાતી નથી ! અથવા ભીમની આ ભારે ભારથી ( ભારતી—વાણી )ની અહીં કંઈ ગણના ગણાતી નથી !

સ્વધર્મને ત્યાગતા તો, જાણો નરકે ગયા;
તજશો જો ક્ષત્રીધર્મ, હાશી હેલા મધ્ય થશે,
ફટફટ કેંશે સર્વ, વિના વન્હિ તો દહ્યા !! ૧૬૧
સજ્જન વા દુર્જન હો, પુર્ણ પંડિત વા મૂર્ખ,
સ્વધર્મનાં કર્મ તજે, નીચ મોચધર તે;
તમે નવ થાવ તેવા, વિચારો હૃદેમા વાત,
અભિમાન માન રાખો, શૂર ભાર ભરતે,
પરાક્રમ પૂર્વજનાં, પૃથ્વીશ થયા તો કરો,
દ્વિજ દેહ દમે જુઓ, શીદ આવ્યા શરતે,
સ્વધર્મ તજે જો દ્વિજ, શિક્ષા તેને કરવા કો,'
અરે થયા તમે તેવા, નામ નોંધ્યુ નરતે ! ૧૬૨
મારા માહી બળ નથી ! રે રે હું ધરમધારી !
હવે નારી ના અમારા ! દુશ્મન ભજે દમા !
વેણુ પાળવાને કાજ, વેણુબાણ ભ્રાત ખમો !
આપણા નથા આ સમો ! રાહયમા અરિ રમો !
કંપો વૈરી શત જોઇ ! ભાઇ ભવેડો ન કરો !
નાચું જોઇ બેશી રહો ! શાત થઇને શમો !
અર ક્ષત્રીધર્મધારા ! શે એવી વાણી ઉચ્ચારી !

---

૧૬૧ ક્ષત્રિવૃત્તિ—રણસંગ્રામ વગરે મારફૂટનો ધંધો અર્ધા ઈ૦—તમે રાજ્યપાટ હારીબેઠા માટે અર્ધા તો તમે પાણીમા તણાયા છો !

૧૬૨ મોચધર—મૃત્યુને ધારણ કરનારો—મુઆ જેવો શૂર ઈ૦—શૂરનો ભાર ભરનારડે દ્વિજ ઈ૦—જુઓ, આ દ્વિજ છે માટે તેઓ દેહ દમેછે; તમે કંઇ દ્વિજ નથી તો શામાટે દેહ દમોછો ? નરતે—નઠારામા—અપકીર્તિમા !

વિના અસ્ત્ર નાખ્યા મારી ! વનભૂપ થૈ ભમો ! ! ૧૬૩
થઇને ધર્માત્માવાન, બેશી રે'વું ક્ષત્રિયને,
ક્રિયા શાસ્ત્રે વધું કહો ? શિરોમણિ સ્વામ છો;
ધર્મી થૈ ધર્ણીશ બેસે, કેમ પામે પ્રૌઢું રાજ્ય ?
સમૃદ્ધિ ને સિધ્ધિ કેમ, મળે મહાનામ છો !
માંસપિંડ પરોવીને, મત્સ્યજીવી મત્સ્ય મારે,
આજીવિકાને વધારે, ધર્મતણા ધામ છો !
દુશ્મનને ડારે તેમ, ક્ષત્રી ધીર ધારે તેમ,
અંગ અરિ શારે તેમ, જાણતા તમામ છો. ૧૬૪
દૃષ્ટાંત હ્યો દેવકેરૂં, દૈત્ય ભાઇ તેમના છે,
વડેરા વિશ્વે મનાય, દેવથકી દાનવો;
દુશ્મન થયા તે જ્યારે, દેવે નાશ કર્યા ત્યારે,
દયા નવ ધરી રજ, બોધ મારો માનવો;
મોટા જાય જેહ માર્ગ, તેહ માર્ગે જવું નકી,
બીજે પથે પળો નવ, આપણ છું માનવો;
કપટથી કૂટ્યા દુષ્ટ, ભ્રાત દયા આણી નવ,
કથા એ શું જાણી નવ, પથ છે શું આ નવો ? ૧૬૫

---

૧૬૩ વન ઇ૦—તમે ભૂપ થઇને વનમા ભમો છો, એ શોકકારક છે !

૧૬૪ ધર્ણીશ—પૃથ્વીપતિ ક્ષત્રિયધર્મને હિંસાપ્રધાન માનીને તજતા હો તો, માસપિંડ ઇ૦—માસના ગોળાને આકડીમા પરોવીને મત્સ્યજીવી (માછલાંથી જીવનાર) માછલાને મારેછે અને પોતાની આજીવિકાને વધારે છે તેને તમે અધર્મ માનો છો કે કેમ ? તે કહો

૧૬૫ આપણ ઇ૦—તો આપણે તો માનવો (મનુષ્યો) છીએ, (માટે દેવની પેઠે શત્રુઓનો નાશ કરવો એજ ઉચિત). કપટથી ઇ૦—દેવાએ દુષ્ટ દાનવોને કપટથી કૂટ્યા.

દૃષ્ટાંતથી સિદ્ધાંતને, સિદ્ધ કરી શત્રુ સા'વ,
ફૂટી નાખો કપટથી, વીર વાર કરો ના;
કપટ જો રૂચે નહિ, તો ભલે કરો ન તેમ,
ધનુર્ધર ધનંજય, દિલ બિચ ડરો ના;
ગદાધર ભીમ સમો, દુઃખનો સમો શો દૂખો,
ઉવેખો ન આવી વેળા, ફ્રશી પડી ફ્રો ના;
પરાક્રમ પૂર કરો, શૂર નામ સાચું ધરો,
હોંસ નવ આવી હરો, વૈરાગ્યને વરો ના! ૧૬૬
જે બલિષ્ટ શિષ્ટ શૂર, તેહ સ્વપરાક્રમથી,
કમર સમર કસે, શત્રુ સામે થવાને;
અનેક ન સાથ તેને, કદાપિ જોઇએ જાણો,
એકલો જીતીને આવે, ન લે' સવા કવાને,
શત્રુપક્ષ સેન મધ્યે, ભેદ પાડવા ન વાંચ્છે,
સ્વપક્ષ વધારવાને, થાય નવ રવાને;
સ્વપરાક્રમે લડે તે, નામના કરે પોતાની,
અડે અરિગણ મધ્ય, દૂણી દાખે દવાને. ૧૬૭

---

૧૬૬ કપટ ન કરવાનું કારણ કહેછે' ધનુર્ધર ઈ○—ધનંજય (અર્જુન) સરખો ધનુર્ધર છે, માટે તમે દિલમા ડરશો નહિ! ઉવેખોન—ઉપેક્ષા (બેદરકારપણું) ન કરશો અને જુગાર રૂપી કપટમા ફ્રશી પડીને તમે ફ્રરશો નહિ. હોસ ઈ○—અમને જે ઉત્સાહ પ્રાપ્ત થયો છે તેને હરશો નહિ.

૧૬૭ સમર—સંગ્રામમાં. ન લે' ઈ○—તે સવા (સારા વાયુ) કે કવા(નઠારા વાયુ)ને જોતો નથી! અથવા સવે કે અસવે જોતો નથી! દૂણી ઈ○—શત્રુના સમૂહમાં દૂણી (બમણી) દવા (મૃત્યુરોગને) દાખે—અર્થાત્ આપે અથવા દવા રૂપી કોઈ ઉપાધિને તે દૂણી (રીસાઇને) દાખી નાખે!

ધરણીમાં ધન વનું, જીવિત વૃથા મનાય,
જાણાય ન જન જીવ્યો, દ્રવ્ય એવું કામનું;
તે દ્રવ્યનું જાણો તમે, મૂળ કારણ પિછાનો,
પરાક્રમ મોઢું એજ, મૂળ કો' તમામનું;
એ વિનાનાં કારણ જે, તારણવાળાં ન તે તો,
શીત ઋતુ વૃક્ષ છાયા, સેવન બદામનું;
પરાક્રમ કરો પૂર, શૂરવીર સાચા થઈ,
લડો ને લડાવો ભ્રાત, નામ લેઈ શમનું. ૧૬૮
સ્વાર્થ કુંતીસુનુ ! જેને, સાધવાનું મન હોય,
તેણે આ દષ્ટાંત જોવું, આચરવુ એમ તો;
કૃષીકાર જેમ નાખે, કણ પૂર્વક્ષેત્ર માંય,
સ્વાર્થ તેમ ત્યાગિયે જો, પામિયેજી ક્ષેમ તો;
તેમ કરતાં કદાપિ, ઉલટો અનર્થ થાય,
સ્વાર્થ પ્રાપ્ત થાય નવ, વધી પડે વે'મ તો;
તો તેવો ઉદ્યોગ નવ, કરવો કદાપિ જાણો,
ખુલાસો કરૂં હું ખાંતે, ટળી જાય વે'મ તો. ૧૬૯
તેવો ઉદ્યોગ કર્યાથી, જેમ રાસભ શરીરે,
ખંજવાળ્યાથકી નકી, સ્નાન રૂપ દુઃખ છે;
તેમ દુઃખ પ્રાપ્ત થાય, માટે માનો નૃપ મારૂં,
કૃષીકાર દષ્ટાંતમાં, દષ્ટિ દીધે સુખ છે;
અલ્પ ધર્મ ત્યાગી કરી, મહદ્દર્મ સેવી કરી,

---

૧૬૮ શીતઋતુ ઈ૦—જેમ શીતઋતુમાં વૃક્ષની છાયાનું સેવન બદામની કીમત જેટલુ છે તેમ પરાક્રમ વિના બીજાં બધાં દ્રવ્ય મેળવવાનાં કારણ (સાધન) તુચ્છ છે ૧૬૯ કૃષીકાર—ખેડૂત. પૂર્વ—પેહેલાં—પ્રથમ

નામના તો એવી કરી, ધન્ય માત કૂખ છે;
એવાનો આચરનાર, તરી ગયો ત્રણ લોક,
ધન્ય ધન્ય તે કે'વાયો, માંડ્યું તેણે મુખ છે. ૧૭૦
મતિમાન કરે કહ્યું, જણાવી દઉં તે જુક્તિ,
પિછાનો પ્રયુક્તિ પૂરી, કહી નાખું આજ હું;
મીઠડાં ઢાળી જે મુખ, મિત્ર જેવુ માન રાખે,
દાવ અરિનેજ દાખે, વળી કહું રાજ ! હું;
ભીંતરથી શત્રુપણું, રાખનાર નર જોઇ,
હણાવવો રાયે નકી, કરૂં સર્વ કાજ હું;
મરાવવા મિત્ર એવા, ભલે સગા ભ્રાત હોય,
ધરવી ન દયા ઉર, લગાડું ન લાજ હું. ૧૭૧
અપરાક્રમી જો હોયે, શત્રુ રૂપ ધારી નપ,
અર્જુન મળી આવ્યો તો, આમ ત્યાં કરાય છે,
ગુપ્ત મિત્ર પોતાનાથી, વશ કરી લેવા તેને,
પછે હણવા તમામ, દુશ્મિને ડરાય છે,
શિષ્ટને બલિષ્ટ હોય, શૂરવીર શત્રુશિર,

---

૧૭૦ રાસભ—ગધેડો જેમ ગધેડાને શરીરે ખંજવાળતા મેલા થવાય અને તેથી નાહાવાનું કષ્ટ વેઠવું પડે કૃષીકારના દૃષ્ટાંતનું દાર્ષ્ટાંત કહે છેઃ અલ્પ ઇ૦—જેમ ખેડૂત થોડા દાણા નાખી દેઈને ઘણા દાણા લાવે છે તેમ તમે પણ થોડો ધર્મ તજવો પડે તો તજો અને તેથી મોટો ધર્મ ઉપાર્જન કરો માંડ્યુ ઈ૦—તેણેજ ધન્યવાદ લેવાનુ મુખ માંડ્યુ—શરૂઆત કરી.

૧૭૧ "परोक्षे कार्यहतारं प्रत्यक्षे प्रियवादिनम् । वर्ज्जयेत्तादृश मित्र विषकुंभं पयोमुखम् ॥"—"પરોક્ષમા કાર્યના બગાડનાર અને મોઢે મીઠું બોલનાર મિત્રને મોઢા આગળ દૂધભરેલા ઝેરના ઘડા જેવો જાણીને તજવો " એ નીતિ-શાસ્ત્રના વચનનો બોધ કરેછે મીઠડા ઈ૦.

પરાક્રમ પૂર કરી, તે શું તો લડાય છે;
તમે કર્યું જેમ તેમ, અલ્પ દંડ સાંત્વનતા,
નવ થાય એવા પર, ભરતે ભરાય છે ! ૧૭૨
સવિતાની જુઓ સોઇ, કવિતા કરે કવિ કો,
રવિતાની રીતિ રૂડી, નૃપના છે કામની;
અપ્પર કિર્ણોએ કરો, પાલન પ્રજાનું કરે,
પ્રખર કિર્ણોએ કરી, પ્રજા ટાળે નામની;
તેમ પ્રજા પાળો ભૂપ, પરાક્રમે અરિ હણો,
સવિતા સમા થઇને, હાક દીજે હામની;
ઊઠો ઊઠો વડ વીર, દ્દઢ ધીર ધરી કરી,
હીર હેલા મધ્ય હરો, રડે અરિકામની !! ૧૭૩
ક્ષત્રીકેરો ધારો ધર્મ, પર્મ કીર્તિ પામો તેમાં,
શર્મ ગ્રહો અર્પો સૌને, શાંત કરો સ્વામની;
આપણા પિતાએ કર્યું, પિતામહે કર્યું જેમ,

---

૧૭૨ અપરાક્રમી શત્રુને ભેદ કરીને વશ કરવાની રાજનીતિ કહેછેઃ ગુપ્તમિત્ર ઈ૦. પણ તમે જે રાજનીતિ ધારી છે તે ઉલટી છેઃ તમે ઈ૦—પણ તમે જેમ કર્યું તેમ એવા ( દુર્યોધન જેવા ) શત્રુપર અલ્પદંડ પણ ન ધરાય કે સાંત્વનતા ( શાંતિ ) રાખીનેબેશી પણ ન રહેવાય! ત્યારે શું થાય? ભરતે ઈ૦—એ તો ભરતામાં ભરાય છેજ. અર્થાત્ એમ રહેવાથી તો ઉલટી તેની આબાદી થાયછે! ( માટે એમને તો હણવા એજ નીતિ છે ).

૧૭૩ સવિતાની ઈ૦—કોઇ કવિ કવિતા કરે છે તે પ્રમાણે તમે સવિતાની ( સૂર્યની ) સોઇ જુઓ. રવિતાની—સૂર્યપણાની. અપ્પર—કોમળ. પાલન કરે—( વૃષ્ટિ કરીને ). પ્રખર—અત્યંત તીક્ષ્ણ પ્રજા ઈ૦—પ્રજાને નામની પણ ટાળે—પ્રજાનું નામ પણ ન રહેવા દે—નાશ કરે ( તાપ કરીને ) હાક ઇ૦—હિમ્મતની હાક દેવી—હિમ્મત આપી હાકી ઊઠવું. હીર—બળ ( શત્રુનું ) રડે ઇ૦—કે જેથી શત્રુની સ્ત્રીઓ રડે !

ઇત્યાદિકે કર્યું તેમ, કરી તારો ભામની;
વેદશાસ્ત્ર સંમત છે, નિશ્ચે માનો મારી વાત,
ઉલટે પથે જો પળો, કકળાવી કામનો.
તો તો થયું ગયું સુખ, દુઃખદિન આવી પડ્યા,
કીર્ત્તિ કૂડી થઇ જાણો, તમે તો બદામની ! ૧૭૪
તપશી જે તપથકી, કીરતિ કમાય રૂડી,
ક્ષત્રિય કમાય તેથી, વધુ અરિ મારતાં;
કમર કશીને શૂર, સમરમાં ઉતરે જ્યાં,
ભમર અરિની ભુંસે, શૂરત્વ સંભારતાં;
મરે છે વા મારે પોતે, મરતામાં પામે સ્વર્ગ,
મારતામાં કીર્તિકન્યા, ધ્યાને શુભ ધારતાં;
વાહ વાહ વદાય છે, ધન્ય જીવ્યું માનું તેનુ,
બીજા બાપડા તમામ, વગોવાયે હારતાં !! ૧૭૫
મજાકેરી કજા ભાળો, સજા થઇ માને સર્વ,
ધજા ભાગી ધર્મકેરી, દુઃખ થશે તથકી;
સવિતા ન અર્પે સુખ, ચંદ્ર ઔષધી ન પોષે,
અરે હાય કરૂં કેમ, રે'વાશે શાથી ટકી ?
વૃષ્ટિ કરશે ન મેઘ, સૃષ્ટિ પીડાશે સરવ,
કષ્ટી એમ પ્રજા કહે, વાત મારી છે નકી;
એવો અવસર જોઇ, ભૂલવું ન ભલા ભૂપ,

---

૧૭૪ શર્મ—સુખ. સ્વામની—પત્ની—દ્રૌપદીને ભામની (સ્ત્રી—દ્રૌપદી)ને તારો (દુઃખથી). બદામની—(કીર્તિ).

૧૭૫ તેથી ઇ૰—તેથી વધારે કીર્તિ શત્રુ મારતાં મળી શકે. ભમર ભુંસે—ભમરો ભુંસી નાખે—મતલબ કે નાશ કરે.

માની મારૂં વેણ ઊઠો, ઝાઝા ના થવું જકી ! ૧૭૬
જુઓ ઘેરેઘેર તમે, નિંદાયછે દુર્યોધન,
રંક રાજા મધ્ય અતિ, એ સૌ સારી સોઇ છે;
ભીષ્માદિક દ્રોણ ગુરૂ, રાજી નથી એના પર,
એના વખોડે સૌ એને, હોવાની તે હોઇ છે;
આ ઘડીએ ચૂકો નહિ. દાવ આવ્યો મૂકો નહિ,
રૂકો નહિ કરો રાઢય, કીર્તિકન્યા રોઇ છે;
તમે રમ્યા ધૂત જ્યારે, ત્યારે આમ કે'તા સર્વ,
ગર્વ ધરી કરે આ શુ, આવો કૂડો કોઇ છે ! ૧૭૭
વાહ વાહ કે'વાઇ ગૈ, વૃદ્ધો પણ વદ્યા આમ,
ધન્ય ધન્ય યુધિષ્ઠિર, નવખંડ નામના !
મોહ જીત્યો મોટો અરિ, કૃપણુતા તજી કૂડી,
લોભને લગાવી લાત, મોટેરી છો મામના;
ભયથકી ભાગ્યા નહિ, સત્યધર્મે ત્યાગ્યા નહિ,
ઘણું થયું હવે ભૂપ, દાપ જોયા દામના,
અવસર જોઇ આવો, ફેર કરો અરિપર,

---

૧૭૬ તમે રક્ષણ નથી કરતા તેથી પ્રજા પીડાય છે તેનું પાપ તમને લાગશે, એમ કહીને પાણી ચઢાવે છે પ્રજાકેરી ઇ૦: ન અર્પે સુખ — ( પ્રકાશ વગેરે ન દેઇને ).

૧૭૭ એ સૌ ઇ૦—અર્થાત્ દુર્યોધન ઉપર જ્યા સુધી પ્રજાની અપ્રીતિ તાજી છે ત્યા સુધી આપને સારી સોઇ ( અનુકૂળતા ) છે. રૂકો નહિ —અટકો નહિ રોઇ છે—અર્થાત્ શત્રુની કીર્તિ નાશ પામી છે. અથવા તમે રોકાયા માટે કીર્તિ રૂપી કન્યા ( વરી શકતી નથી માટે ) રોઇ રહી છે. ગર્વ ઇ૦—દુર્યોધન ગર્વ ધારીને આ શુ ( અકાર્ય ) કરેછે ! અર્થાત્ શત્રુઓની નિંદા એ આપણી અનુકૂળતા છે

જુઠું કોઇ ભાખે નહિ, સમ ખાઉં રામના. ૧૭૮.
તમે કેંશો લાગે પાપ, બોલ્યુ અબોલ્યું કરંતાં,
સમજાવું સેંલી વાત, એ માટે અમે જુઓ;
ક્ષત્રીધર્મ ધારી નૃપ, રાજ્ય ગ્રેંવા કાજ કદી,
પાપાચર્ણ કરે પૂર, ખર્ખરો ખાંતે ખુઓ !
યજ્ઞાદિક કરી ટાળે, પૂર પાપને પ્રજાળે,
સત્ય પછેથી સંભાળે, અશ્રુ સતીના લુઓ !
દઈને દષ્ટાંત ભૂપ, સિદ્ધાંતને સમજાવુ,
માની જાવને મહાંત, જુગ આવ્યો આ જુઓ. ૧૭૯
પાપ કરી પામ્યા રાજ્ય, પછે પુણ્ય કરે પ્રૌઢ,
ગ્રામ દ્વિજને દે ઘણા, ગાયો દે ગણી ગણી;
યાચકે જે ઇચ્છી વાત, તેહ તર્ત આપે નૃપ,
દુઃખદિન જાય તેના, ભાખું શુ ભાણી ભણી,
રાત્રિકેરા તિમિરથી, મુક્ત થાય ચંદ્ર જેમ,
તેમ મૂકાયે નૃપાળ, પાપ સૌ હણી હણી;
માનો મારૂં હે નૃપાળ, કૃપાળ કરૂણા કરી,
દયાળ જાણોને દુઃખ, કષ્ટ તો શણી શણી ! ! ૧૮૦

---

૧૭૮ મોટેરી ઇ૦—તમે મોટી મામ( મર્યાદા )ના છો ૧૭૯ જુગ ઇ૦–હવે આ કળિયુગ આવ્યો છે તેને તો જુઓ ! અર્થાત્ આ કેવળ ધર્મને વળગી રહેવાનો સમય નથી, પણ જે પાપથી મોટો ધર્મ થતો હોય તે પાપ કરીને પછી ધર્મવડે તે પાપને દૂર કરવાનો સમય છે?

૧૮૦ રાત્રિ ઇ૦—જેમ દિવસનો ઉદય થતાં ચંદ્રમા રાત્રીના તિમિર (અંધકાર)થી મુક્ત થાય છે, તેમ રાજા પણ યજ્ઞાદિકના પુણ્યના ઉદયવડે પાપથી મુક્ત થાય છે. શણી શણી—સાંભળી સાંભળીને.

પ્રજાકેરા પ્રેમ જુઓ, નેમ જોઇ સંશે ખુઓ,
રે'મપથ પળો ભૂપ, વે'મને વિડારીને;
માને પ્રજાજન આમ, કામ કથ્યું કહેછે,
રામ જપે દા'ડો રાત, રાયને સંભારીને;
શ્વાનચર્મ મધ્ય દુગ્ધ, મુગ્ધ મહિલાને વાત,
શૂદ્રને શીખાવા વેદ, ધ્યાને જુઓ ધારીને;
ઉપયોગી નથી જેમ, તેમ દુર્યોધન કાજ,
રાજ્યપ્રાપ્તિ માને સર્વ, રહ્યાં થાકી હારીને !! ૧૮૧
સત્ય સાચવવા માટ, ઘાત કેટલાના થશે,
વાત તે વિચારો ભૂપ, માની જાઓ માહરૂં;
રાયભક્ત પ્રજા સર્વ, રડી રડી મરે સર્વ;
અમારોય ગળે ગર્વ, હતું કર્યું જાહરૂં,
સૌના જીવ જાય એમ, વે'મને નાખો વિડારી,
ખાંતે ક્ષેમ ધારો તમે, લંબાવો ન લાહરૂં;
અતિ કહ્યું થયું ઘણું, માન્ય માન્ય માની ભ્રાત,
કારજ કરી લે હવે, પાણી જોયું તાહરૂં !! ૧૮૨
પ્રજાને અમે તમામ, માર્ગ કષ્ટ માંહી લેખી,

---

૧૮૧ નેમ—નિયમ ( પ્રજાનો ). રે'મપથ—દયાને માર્ગે ( પ્રજા ઉપર ). શ્વાન ઈ૦—જેમ શ્વાનના ચર્મમાં દૂધ રાખવું ઘટિત નથી, જેમ મુગ્ધ ( મૂર્ખ—અલેલી ) મહિલા( સ્ત્રી )ને ( છાની ) વાત કહેવી ઘટિત નથી, તથા શૂદ્રને વેદ શીખાવવા ઘટિત નથી, તેમ દુર્યોધનના હાથમાં રાજ્ય રહે તે પણ ઘટિત નથી. બાહુપ્રમાણાલંકાર.

૧૮૨ રાયભક્ત—રાજા ઉપર પ્રીતિવાળી હતું ઇ૦—જે હતું તે તમને જાહેર કરી દીધું ! વે'મને ઈ૦—માટે વચન ફેરવતાં પાપ થશે એવા વેહેમનો નાશ કરો લંબાવો ઈ૦—વાત લાહરે નાખીને—આજ કરીશું, કાલ કરીશું, એમ લાંબો વખત ચલાવીને લંબાવો નહિ—મોડું કરો નહિ.

મુકત કરો મહીપાળ, વારવાર શું કહું;
ઊઠો સજો શસ્ત્ર તમે, અસ્ત્રવાળા કરો હાથ,
સાથ આ સૌ તેડો ભ્રાત, કષ્ટ સહ્યું આ બહુ !
દ્વિજને બોલાવી કરી, સ્વસ્તિવાચન કરાવો,
ડરાવોને દુશ્મિનને, રાજ્યમાં રાજી રહું;
દુઃખે ડૂબ્યા તારો ભ્રાત, વારો યુદ્ધકેરો આણી,
પારોપાર પડ્યાં વેણ, ખેંચી તે કા'ડો સહુ. ૧૮૩
વધુ વાર કરો નહિ, દુશ્મિનથી ડરો નહિ,
હામ રજ હરો નહિ, કરવાનુ તે કરો;
પચાનન મુખ જેવા, પાંચ બંધુ સાથ લેઇ,
રણમાં સિધાવો રાજ, કર્ણ અરિના ધરો;
એકને ન જીતે કોઇ, પચની જ્યાં સોઇ હોઈ,
રામા યમની રે' રોઈ, દિલમાં શોણ ડરો;
ગજપુર ગાજી ચડો, વાજી જોડ્યા રથે અડો,
લાજી જાય અરિ તડો, મારો કે ભ્રાતા ! મરો ! ૧૮૪
મરૂતગણથી જેમ, મઘવા વીંટાઇ શોભે,
ક્ષોભે અરિગણ જોઇ, શોભા એ સલૂણી છે;
હણે દેવ દાનવને, ભ્રાત હણો માનવને,

---

૧૮૩ મર્ણકષ્ટમાંહી—મરણતુલ્ય દુઃખમાં. પારોપાર ઇ૦— શત્રુએ કહેલાં વચન રૂપી બાણ અમારા હૃદયમાં પારોપાર પડયાં( ચોટયા) છે તે સહુ ખેંચી કાઢો અર્થાત્ વેર લેવા તૈયાર થઇ જાઓ !

૧૮૪ પંચાનન ઇ૦—પચાનન( સિંહ )ના મુખ જેવા —અર્થાત્ વિકાળ. રામા ઇ૦—તો સાક્ષાત્ જમરાજની સ્ત્રી પણ રડીને રહે—અર્થાત્ જમરાજ પણ મૃત્યુ પામે, તો બીજાની તે શી વાત કરેવી ? ગજપુર— હસ્તિનાપુર ભણી. લાજી જાય ઇ૦—જેવી રીતે શત્રુ ઓ લાજી જાય તેમ તમે તેમના પર ધસારો કરો.

તેના જેવું સેન સર્વ, શકે સંખ્યા દૂણી છે ! !
નરનાશકારી ગદા, ભીમભડ કને ભાળો,
વેગે મન વાળો ભ્રાત, હણો દુષ્ટ ઋણી છે;
જણાય છે વ્યાઘ્રમુખ, અજા કરતાં છે સે'લ,
દંતે મેલ ચડ્યો મહું, પોચીપચ પૂણી છે ! ૧૮૫
કિરીટીની કરામત, કોઇથી કરાય નહિ,
બન્ને કરે મારે બાણ, થાકનાર જે નહિ;
નકુલ ને સહદેવ, કાળને કંપાવે ઝટ,
મારા જેવો વડો વીર, એક પણ છે તહીં !
ઝાઝું શું કરૂં વખાણ, હાણ હેલા મધ્ય કરૂં,
કોનો ડરાવ્યો ન ડરૂં, સત્ય વેણ છે સહી;
પ્રતિજ્ઞા છે પૂર્ણ મારી, અરિ હણું એટલા હું,
યમને ભૂલાવું નિશ્ચે, લખતાં વારૂ વહી ! ! ૧૮૬
વળી સા'યકારી જુઓ, સંશય ખુઓને સાચ,
વાચ મારી મિથ્યા નથી, સૃંજય સૌ સા'ય છે!
સખ્યા ગણતાં તેમની, સરસ્વતી હારી જાય,
રાય પછે શોચો શેણે, આય તેની વાય છે;
કારમા જે કેકય સૌ, સા'યકારી આપણા તે,

---

૧૮૫ મરૂતગણથી—દેવના સમૂહથી અથવા—ઇ૦. શોભે—ખળભળી ઊઠે. શોભા ઇ૦—એ શોભાને મધુરી (મીઠી) માનવી. અર્થાત્ આપણી પણ એવી શોભા થશે ! દૂણી—બમણી. ઋણી—( આપણા ) દેવાદાર.

૧૮૬ છે તહીં ?—અર્થાત નથી યમને ઇ૦—હું એટલા શત્રુઓને મારૂં કે તેમ કરીને હું યમરાજાને પણ વહી ( મરેલાનું લેખું લેવાનો ચોપડો ) લખતા ભૂલાવું ! અર્થાત્ ઘણા શત્રુઓને મારૂં.

પછે ડર કોનો ગણો, વાયુ વર વાય છે;
વૃષ્ણિકુળકેતુ કૃષ્ણ, યુદ્ધ કરવા આજ્ઞા દે,
જીતે કોણ તેને કહો ? રૂડું સહુ રાય છે !! ૧૮૭
આવા સાંયક અરિના, ગણાવોને ગુણનિધિ !
જાણવાની છે જરૂર, જણાવી સુખી રહો;
સાંયક જો એક આવો, દેખાડી દ્યો દુશ્મનનો,
સાયક ન ધરૂં કર, જાણતા હો તો કહો !!
વીર વાર એટલી છે, વળો યુદ્ધમાટ પાછા,
નમશે અરિ આવીને, લક્ષણા મારી લહો;
ઇંદ્રપ્રસ્થ આપે તર્ત, શર્ત ત્યારે કરો આવી,
ગજપુર જોએ મારે, વક્રતા મધ્યે વહો !! ૧૮૮
કર જોડી કહું ભ્રાત, મહીપત મૂકું માન,
મારૂં કહ્યું માની ઊઠો, ગયુ પાછુ વાળવા;
નેહે નમાવુંછું શીશ, કષ્ટે કાય કંપે ઘણી,
ઊઠો ઊઠો શૂરમણિ, દીનત્વ આ ટાળવા;
કૂટાઇને કાનનમાં, શૂરવીરે મરવું તે,
સાચમાચ સારૂં નથી, ભલું ઘોને ભાળવા !
ગોબ્રાહ્મણપ્રતિપાળ, અબળાની લ્યો સંભાળ,
શ્ર તને રીઝાવો રાજ, યુદ્ધ મધ્યે માંલવા ૧૮૯

---

૧૮૭ સંજય—સંજય નામે કુળમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિયો કેકય—કેકય દેશના ક્ષત્રિયો વાયુ ઇ૦—શુભ શકુન સૂચવનારો વર ( શ્રેષ્ઠ ) વાયુ પણ વાય છે । વૃષ્ણિકુળકેતુ—વૃષ્ણિ નામે કુળમાં ધજા રૂપ.

૧૮૮ સાંયક—મદદગાર. સાયક—બાણ. લક્ષણા—તર્ક. જોએ—જોઇએ. વક્રતામધ્યે વહો—અર્થાત્ વાંકા થાઓ ।

૧૮૯ કાનનમાં-જંગલમા. ગોબ્રાહ્મણ૪૦—તમે ગોબ્રાહ્મણ પ્રતિપા-

દાનેશ્વરી તમે વડા, મનસા પૂરક મોટા,
ખોટા નવ થાવું ભ્રાત, મનસા મારી પૂરો;
શોચ ટળી જશે સર્વ, ગર્વ અરિકેરો ટળે,
પર્વ પ્રૌઢ મળે આવી, ઝાઝા શાકાજે ઝૂરો !!
માનો માનો મહીપાળ, ભીમભડ વદે આમ,
જીતી રસાતળે જાય, જીહ્વા થાય ના ચૂરો;
વારૂ વાત રૂચી કહો, વાર નવ વધુ કરો,
બધુ તજી ઊઠો ભ્રાત, થયા સજ્જ આ શૂરો !!
અરે મૂઢ યુધિષ્ઠિર, સૂર્યે સૂર્યપણું તજ્યું,
તથાપિ વદે ન મુખ, ધ્યાનમાં ધિઃકાર છે,
શીતળ અગ્નિ જણાયો, કોમળ ગણાયો કાળ,
તથાપિ ન રીઝયો રજ, સાર કે અસાર છે;
દુષ્ટ કર્મ માફ કરી, હૃદયને સાફ કરી,
તેડવાને આવ્યો યમ, ન જાણે ગમાર છે,
શનિશ્વરાદિક ગ્રહ, વાંકી વેળા સીધા થયા,

---

ળ હો, ત્યારે અબળા( દ્રૌપદી )ની સંભાળ લ્યો, કેમકે અબળા પણ ગાયની તુલ્ય છે. 'ગોબ્રાહ્મણપ્રતિપાળ'વિશેષણ સંભાળ લેવા રૂપ અભિપ્રાયથી મૂકેલુ છે. માટે પરિકરાલંકાર.

૧૯૦ ઝૂરો—અટકાઓ—દુખી થાઓ જીતી ઇ૦—કૌરવો રસાતળે (રસા-પૃથ્વી+તળ-પૃષ્ઠ)પૃથ્વીના પૃષ્ઠ ઉપર. આપણને જીતી જાય, એમ કહેતાં મારી જીભ કેમ ચૂરો ન થઈ જાય ! અથવા, કૌરવો આપણને જીતીને રસાતળમા પણ જાય (પૃથ્વીની નીચેના પાતાળમાં જઇને પણ જીવતા રહે ) એમ હું કહુ તો મારી જીભ ચૂરો શામાટે ન થાય ! અર્થાત્ આપણને જીતીને કૌરવો જીવતા રહે એ તો આશાજ ન રાખવી ! વારૂ ઇ૦—વારૂ હવે તમે એમ કહો કે તારી વાત મને રૂચી (પમ્નં પડી)

મગરૂરી કરી ત્યારે, ખાંતે કહે ખાર છે. ૧૯૧
બોલતો નથી શું અલ્યા, બકધ્યાની થઇ બેઠો,
માણ લેઉં પે'લા તારા, પછે અર્પું આ તને;
હજીએ ન બોલતો શું, બોબડો થઇને બેઠો,
ભવોભવ રે'જે એવો, મૂર્ખ લેખિયો મને !
સો કરી મેં સીધી વાત, ઉત્તર ન એકકરો,
આપિયો અલ્યા તેં આજ, જાણીતો થયો જને;
રક્ષા મધ્ય ઢંકાયલો, પ્રલયકારી પાવક,
જાણો અને નાણો નર, રખે જાઓ કો કને ! ! ૧૯૨
વરસે મૂશળધાર, વરસાદ વાર વાર,
ગિરિ કાંઇ ગણે તેને, તેમ નૃપે ત્યાં કર્યું !
છિલ્લર છલાઇ જાય, જળ આવી મળે જ્યારે,
અબ્ધિને શાનો વિચાર, રૂપ ગંભીર ધર્યું;

---

૧૯૧ હવે ભીમનું રૌદ્ર સ્વરૂપ વર્ણે છે. અરે ઇ૦ સૂર્યપણું—પ્રકાશ અને ગરમી. તથાપિ ઈ૦—સૂર્ય પોતાનો પ્રકાશ અને ગરમી કદી તજતો નથી, તેમ છતાં એ અસંભવિત વાત બની ગઇ; અને તારે તારા મુખથી બોલવું, એ તો સંભવિત છે, તથાપિ તું બોલતો નથી અને ધ્યાન ધરીને બેશી રહ્યો છે, ત્યારે તારા એવા ધ્યાનમાં ધિક્કાર છે ! અસંભવનો સંભવ વર્ણ્યો છે માટે અસંભવાલંકાર. શીતળ ઇ૦—સૂર્યના દૃષ્ટાંતની પેઠેજ અગ્નિમાં શીતળતા, કાળમાં કોમળતા, યમમાં દુષ્ટ કર્મ માફ કરવાનો ગુણ, વાંકી વેળાએ શનિશ્ચર ગ્રહનું સીધા થવું, એ સર્વે અસંભવનાંજ દૃષ્ટાંત છે. મતલબ કે કોઇ પ્રકારે યુધિષ્ઠિર બોલ્યા નહિ.

૧૯૨ પછે ઈ૦—પછે આ મારા પ્રાણ તને આપું ! મૂર્ખ ઈ૦—શું તેં મને મૂર્ખ જાણ્યો ! રક્ષા ઈ૦—પણ હે નર જગતને પ્રલય કરનારો પાવક ( અગ્નિ ) જેમ રાખોડીમાં ઢંકાયલો હોય તેવો મને જાણો; રખે કો મારી કને જતા ! અથવા હે મનુષ્યો ! આ યુધિષ્ઠિરને રાખોડીમાં ઢાંકેલા પ્રલયકારી પાવક જેવો જાણો, તેથી કોઇ તેની પાસે જશો નહિ !

એવી વાત જાણે કદા, તદા ભીમભડ શાનો,
સદા ક્રોધકેરો સેવી, ક્રોધને જાણે વર્યું;
બૂચટ ! ન બોલે હજી, બુદ્ધિહીન ! બેશી રહ્યો,
અવજ્ઞા કરે શું અલ્યા ! નીચપણ આ નર્યું !! ૧૯૩
પેર પેરનો પવન, વાયો વેગ કરી અતિ,
તોય નવ ગિરિરાજ, કંપિયો ત્યાંહી રતિ;
તદા ગદા લેઇ ઊઠ્યો, ભીમ ભ્રાત મારવાને,
પૃથ્વીમાં પછાડ્યો પાદ, ગર્જી દેખાડી ગતિ;
મૃગપર સિંહ જેમ, તરાપ મારીને પડે,
તેમ સાહ્યો યુધિષ્ઠિર, ક્રોધે મૂઢ થૈ મતિ;
કૃષ્ણાકૃષ્ણ દોડી આવ્યાં, જ્યાં ત્યાં કરી ઝાલ્યો ભીમ,
ક્ષમા કરો કરો કહે, ક્રૂર કર્મ આ અતિ !! ૧૯૪
ભીમભડ કહે ભાગો ! અનુરાગો આવાપર ?
વાગાવનો નાગો નર, ગદાઘાત કામનો;
હણું નવ હેલા મધ્ય, અવધ્યનો વધ કરૂં,

---

૧૯૩ ગિરિ ઇ૦—અર્થાત્ રાજા ભીમનાં એવાં વચનથી ન ડગતાં બોલ્યા ચાલ્યા વિના સ્થિર બેશી રહ્યો ! છિલ્લર—ખાબોચિયાં. છલાઇ જાય —છલી જાય—ઉભરાઈ જાય. એવી ઇ૦—રાજા ગંભીર છે માટે મારી સારી માઠી કહેલી વાતોને ગળી જાય છે અને જવાબ આપતો નથી, એવી વાત જો ભીમ સમજે તો તેને ભીમભડ કોણ કહે? અર્થાત્ ભીમ એવું સમજતો નથી. ન સમજવાનું કારણ કહે છેઃ ગદા ઇ૦—કેમકે તે સદા ક્રોધનો સેવી (સેવનાર) હતો, તથા તે ક્રોધને વર્યું (વરવાનું કામ) જાણતો હતો બૂચટ !—મૂર્ખ. (યુધિષ્ઠિરનું સંબોધન). અવજ્ઞા—તિરસ્કાર. નીચપણ ઇ૦—આ તો તારૂં કેવળ નીચપણું છે !

૧૯૪ પેરપેરનો ઇ૦—રૂપકાલંકાર. પવન—(ભીમની વાણી રૂપી). ગિરિરાજ—(યુધિષ્ઠિર રૂપી). ભ્રાત—ભ્રાતને (યુધિષ્ઠિરને).

નવ જો હું નર થઇ, તો થયો બદામનો;
મારવા દ્યો મૂઢમતિ, રૂડી રતિ રૂઠી એની,
ધર્મી થઇ બેઠો અતિ, વાંક કશો વામનો!
રવોરવ નર્ક વિષે, હણું નવ તો હું જઉં,
ખઉં સર્વ સાચા સમ, નથી બોલ નામનો! ૧૯૫
કૃષ્ણ કહે થયું અતિ, થઇ ગયું મર્ણ એનું,
હવે શાંતિ ધરચા શૂર, કહું મોત મોટાનું;
ભર્યા માનવંતા મધ્ય, માન લેવું મોટાકેરૂં,
મર્ણ તેનું તેહ નિશ્ચે, ભલે ખરા ખોટાનું;
ભીમભડ વધો ત્યારે, જીવતો ન મૂકું એમ,
જીવાડું જો ઉત્તર દે, જોયું જન જોટાનું;
કરે સાહી હલાવતાં, ભૂમિ ભડ પડયો ભૂપ,
અવદશાએ ઉઠાડયો, રહે છાનું છોટાનું!! ૧૯૬

---

૧૯૫ અનુરાગો ઈ૦—અરે! તમે આવા (નિર્લજ્જ) ઉપર શામાટે અનુરાગો (પ્રીતિ કરો છો)? વાગાવનો—લાંજ રૂપી વસ્ત્ર વિનાનો હણું ઇ૦—જો હું એને હેલામા હણું નહિ, અને એ અવધ્ય—વધ ન કરવા યોગ્ય-(મોટો ભાઇ હોવાથી)નો જો હું વધ ન કરૂં, તો હુ બદામનો (તુચ્છ કીમતનો) થયો, એમ જાણવું. વાંક ઇ૦—આ તો અતિ ધર્મી થઇને (અર્થાત્ વનવાસી થઇને) બેઠો, પણ નામનો (દ્રૌપદીનો) શો વાંક કે જેથી તેણે પણ એના જેવીજ ધર્મિણી થવું જોઇએ? પ્રતિજ્ઞા કરે છેઃ રવોરવ ઇ૦. રવોરવ—રૈરવ. નામનો—મિથ્યા.

૧૯૬ ભર્યે ઇ૦—ભલે તે ખરેખરો ખોટો હોય, તથાપિ જો મોટો ગણાતો હોય તો તેનું ચાર સંભાવિત પુરૂષોની વચ્ચે અપમાન કરવું એજ તેનું મોત છે! અથવા પછી ભલે તે ખરો હોય કે ખોટો! જોયું ઇ૦—શું એણે મને પણ એના જોટાનું (બરાબરનું) જન (માણસ) જોયું કે? અવદશાએ ઇ૦—ભૂમિ પડયો ત્યાંથી પાછો તે ઊઠવા પામતજ નહિ, પણ

વિખરાઇ ગયા કેશ, વેશ તો વિચિત્ર થયો,
વ્યાઘ્ર અજા કને ઊભો, જોતાં તો જણાય છે;
પુણ્યના પ્રભાવથી કે, બલાદિકવડે બધું,
અવળાનું સવળું આ, ભણતાં ભણાય છે;
નર વારે કેસરીને, કંપ્યા વિણ અજા બેઠું,
અવનવું ભાળો ભલા, તાણતે તણાય છે;
કૃષ્ણ કહે સમજાવું, શાંત કરે તને રાય,
શસ્ત્ર તજી આઘો જાને, ગુણજ્ઞ ગણાય છે !! ૧૯૭
કૃષ્ણ કહે શાંત કરો, વચળી ગઇ છે વાત,
ઘાત કોકકેરો થશે, સમજાવો શૂરને;
પછે મનગમ્યું કરો, વારતામાં વાંકો થાય,
સમજે ન સમજાવ્યો, પ્રજાળી દે પુરને;
ક્રોધી વશ કરવાનો, ઉપાય તો રાય ! એક,
સમજાવો શાંતપણે, આશા દઇ ઉરને;
માનો માહરૂં નૃપાળ, વાર કરવાની વેળા,

---

એની અવદશા થવી બાકી હશે તેથી પાછો ળડયો ! કોઈ કહેશે કે એ વાત તમે કેમ જાણી! તેનો કવિ ઉત્તર આપે છે: રહે છ૦—એ તો કોઇ છોટો (નાનો—હલકો) માણસ હોય તેની વાત છાની રહે પણ યુધિષ્ઠિર જેવાની વાત છાની રહેજ નહિ !

૧૯૭ ક્રોધી ભીમ અને શાંત યુધિષ્ઠિરને કવિ રૂપકાતિશયોક્તિથી વર્ણે છે વ્યાઘ્ર છ૦—યુધિષ્ઠિર રૂપી અજાની પાસે ભીમ રૂપી વાઘ ઊભો છે. અવળાનું છ૦—અર્થાત્ એ વાત ન બને એવી છે તથાપિ બનીછે, તે કા તો તેમના પુણ્યના પ્રભાવથી કે તેમના બળ વગેરેના કારણથીબની છે. અતિશયોક્તિ । નર—યુધિષ્ઠિર. કેસરી—ભીમ. અથવા નર (અર્જુન) કેસરી(ભીમ)ને વારે છે. નર (મનુષ્ય) કેસરી(સિંહ)ને વારે (અટકાવે) એ પણ અસભવ છતાં સંભવ વર્ણાયો છે માટે અતિશયો-ક્તિ.

અમો નવ લહું હવાં, શાંત કરો ક્રૂરને. ૧૯૮
ભીમભડના ભવાડા, કાળજીવિતના આડા,
અલ્પ મધ્ય જાણી જઇ, રાય ઉચું ભાળતો;
કરમાયા કુમુદશુ, વદન ત્યાં ઉંચું કર્યું,
તરણિનો તાપ તેને, રોમેરોમ બાળતો;
સત્ય સ્વામી શોધ મધ્યે, અસત્ય ધણી ધ્રુજાવે,
રૂચે કેમ કરી તેહ, ખરૂં રૂપ ટાળતો;
કોમળતા કુમુદની, ગમે ત્યારે તો જણાય,
તેમ રાય રીઝી વદ્યો, સત્ય ત્યાં સંભાળતો. ૧૯૯
વા'લ આણી વીરને કે', ભીમભડ તારી વાત,
ગમે તેને ગોઠતી છે, મારે પણ આમ છે;
સમજાવું સર્વ તને, કશું રૂચે મન મને,
વારૂ લાગે વાસ વને, સા'યકારી સ્વામ છે;
બોલ્યું અણબોલ્યું કરી, જીવ્યા કિયા જન કહો,
દૃષ્ટાંત દઇ દેખાડો, ગતવિના ગામ છે;
શાંત થઇ બેસો સર્વ, પછે પ્રેમ આણી વદું,

---

૧૯૮ કૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે: કૃષ્ણ ઇ૦. આશા ઇ૦—એના મનને એનું ધાર્યું કરવાની કાંઇક આશા આપીને.

૧૯૯ કાળજીવિતના આડા—મોત અને જીવતરની વચ્ચે. કુમુદશુ—પોયણા જેવું. તરણિનો—( ભીમ રૂપી ) સૂર્યનો. યુધિષ્ઠિરની સ્થિતિ દૃષ્ટાંતથી વર્ણવે છે: સત્ય ઇ૦—સાચા સ્વામીનો શોધ કરનાર સ્ત્રીને કે દાસને તેનો જૂઠો ધણી બનીને આવેલો કોઇ પુરૂષ ધ્રૂજાવે તેવી સ્થિતિ યુધિષ્ઠિર ની થઇ હતી! ખરૂં ઇ૦—સત્ય સ્વામીનુ જે ખરૂં રૂપ હોય તેને દૂર કરતો હોય તે શી રીતે રૂચે?

સાંભળી લ્યો મારી વાત, હૈયે કેવી હામ છે ! ૨૦૦

નૃપાળ મહિમાવાન, સત્યવ્રતવાન શૂર,
કામ ક્રોધ લોભ મોહ, મત્સર ને મદને—
જીતનાર જેહ થયા, આવે પથે તે ન ગયા,
કેમ રૂચે મને થવુ, વાકાબોલા વદને;
વિચારી જો વાત ભ્રાત, પાત પૂરો રહ્યો એમાં,
ખ્યાત ખરાકેરી ખૂટે, ખરેખરૂં વદ ને;
એક લોભ કર્યાથકી, કમાયલી કીર્ત્તિ જાય,
કેમ કરી તેવું થાય, મોહ પામી મદને. ૨૦૧

રોમાંચ થયાં નૃપાળ, પૂરણ પ્રસ્વેદ હવો,
કંપ કાયા જંપ વની, કરી રાય બોલિયો;
અરેરે હો ભીમભડ, વાકબાણ હણે અંગ,
ઘાત કરય ગદાથકી, તોલ સૌ મેં તોલિયો !!
હવે ન સેંવાય હુંથી, ખરી વાત સર્વે તારી!
મારી કાંઇ સાચી નથી, છત વનો છોલિયો !!
બળવાન દૈવ ! દૈવ, તારા સમો કોઇ નથી !

---

૨૦૦ મારે ઇ૦—તે બીજાને તો ભલે ગોઠતી હોય પણ મારે તે આમ ( આ પ્રમાણે ) છે અર્થાત મને તે ગોઠતી નથી પણ બીજી વાત ( હવે કહેવાશે તે ) ગોઠે છે વારૂ ઇ૦—મને વને ( વનમા ) વાસ કરવાને વારૂ ( ઠીક ) લાગે છે. ગતવિના ઈ૦—જેનો પાર પામવાની ગતિ નથી એટલાં બધા ગામ છે—અર્થાત અસંખ્ય ગામ છે, તેમાથી દૃષ્ટાત આપો કે કયા ગામમા વચન ન પાળનાર જીવ્યો ? હૈયે ઇ૦—અર્થાત મારા મનમા શું કરવાની ઇચ્છા છે તે કહું છું.

૨૦૧ પથે— માર્ગે વદને—મુખથી પાત—વિનાશ મોહ ઈ૦— લોભ સાથે મોહ અને મદ બન્નેને પામીને પછી તેવું ( મહિમા અને સત્યવ્રતપણુ મેળવવા જેવુ ) કેમ કરીને થાય?

પડદો આ કર્મતણો, ખરી વેળા ખોલિયો !! ૨૦૨
માનનાર મારૂં સર્વ, વાંકા થઇ વઢવા કે',
દૈવગતિ નકી એહ, અકળ કળી અમે;
કરવું શું હવે ભ્રાત, સૂઝતું નથી મને તો,
સાચું નવ લાગે અન્ય, બોલ્યું કોનું ના ગમે !!
અવદશા અરે કેવી, રૂઠી આજ ભાગ્યદેવી,
સેવા મેં ન સધ સેવી, ભવિષ્ય તેણે ભમે !
ભલા ભ્રાત સુણ્ય હવે, મારા મનકેરી વાત,
ખરેખરી કહી નાખું, દુશ્મિન ભલે દમે !! ૨૦૩
તારે મન રૂચે જેમ, તેમ કરજે તું તર્ત,
ગર્ત જોઇ પડયો અને, પડવું છે માહરે;
મારા મન મધ્ય હતું, સર્વ તે હું કહી દાખું,
રાખું નવ રજ માત્ર, કેરૂં જુગ જાહરે;
ગણી ચાર ભ્રાત તમે, ગમે તેમ કરો ગોઠ,
દુ:ખ સુખ નથી કાંઇ, ભલે વા'લાં ઉગરે !!
મનઇચ્છા પૂરચ તુંય, સાચી વાત કહું હુંય,

---

૨૦૨ રોમાંચ ઈ૦—રોદ્રના અનુભાવ. પ્રસ્વેદ—પરસેવો રાય—યુધિષ્ઠિર. નોલ ઇ૦—અર્થાત્ મેં તારાં વચનનો નોલ કર્યો ! અર્થાત્ તે બધાં ગાલ વિનાનાં અને અધર્મ આચરાવનારાં છે ! ખરી વાત ઈ૦—(વક્રોક્તિ ). છાવનો—અર્થાત્ દુર્દશામાં આવી પડેલો. બળવાન ઇ૦—હે દૈવ ! તારા સમો બળવાન દેવ કોઈ નથી ! પડદો ઈ૦—અર્થાત્ મારી આવી દુર્દશા વખતે તેં ભાઈઓનો પણ મારા ઉપર કોપ કરાવ્યો !!

૨૦૩ સેવા ઈ૦—મેં દેવાદિકની સેવા સેવી નહિ તેથી મારૂં ભવિષ્ય આમ ભમી જાય છે !

સમજ્ય ન શું શુય, કરચ મન તાહરે ! ! ૨૦૪
વપુવ્યથાકારી બોલ, ભ્રાત બોલે જે જે હુય,
તે તે ખરા માનું હુય, માનવડે સર્વ છે;
તને બે ટુ ગનાવવા, કાઇ કે'તો નથી હુય,
વીતી વાત માંડી કહુ, ધન્ય તાગે ગર્વ છે;
અર્જુનાદિ સર્વ બંધુ, કૃષ્ણાદિક કામિની સૌ,
કષ્ટાયાં છે મારે કાજ, જેનો નવ ધર્વ છે !
અન્યાયનુ મૂળ અમે, ગમે તેમ વદો તમે,
દુ:ખ ઘણું દિલ દમે, પાપનુ આ પર્વ છે ! ૨૦૫
મારે લોભે મુઆ હુંય, કહી દાખું કારણ તે,
ધ્યાને ધારી ધારણ જે, આવી ભ્રાત તો હતી !
ધૃતરાષ્ટ્રસૂનુતણું, રાજ્ય જીતી લેઉં જાણે,
એમ મન મધ્ય હતું, ભ્રષ્ટ થઇ'તી મતિ;
દ્યૂત રમવાના કોડ, હોડ જીતુ એમ મન,
નકી હતું નરવર ! ન જાણી દૈવીગતિ !
જાણ્યું રમે દુર્યોધન, જીતી જાઉં તેને ઝટ,
શકુનિ થયો જ્યાં સામો, ચાલ્યું નવ ત્યાં રતિ ! ! ૨૦૬

---

૨૦૪ ગર્ત ઇ૦—હું તો ગર્ત (ખાડો) જોઇને પડ્યો છું અને ગારે પડવું છે (પડવાની ઇચ્છા પણ છે). સમજ્ય ઇ૦—અર્થાત્ હુ કરડાગીમાં બોલું છુ એમ ન સમજ તો, ખરજ કહું છું.

૨૦૫ વપુવ્યથાકારી—શરીરને પીડા કરનાર. જેનો ઈ૦—જેના કષ્ટનો ધર્વ નથી—તૃપ્તિ નથી અર્થાત્ અતિઘણું કષ્ટ પડ્યુ છે !

૨૦૬ ભીમના માનવામાં આવે તેવો પોતાનો દોષ કહી બતાવે છે: મારે ઇ૦—ધૃતરાષ્ટ્રસૂનુતણું— દુર્યોધનનું. નરવર—હે ઉત્તમ પુરૂષ ! (ભીમનું સંબોધન).

કપટી શકુનિ જ્યારે, રમવાને આવ્યો ત્યારે,
મારે મન કષ્ટ જાગ્યું, સત્ય કહું મા'રથી !
અનુકૂળ શકુનિ ને, પાસાના તમાસા ભાળ્યા,
ક્રોધે બોધ ગયો ભૂલી, સ્વાર થયો સ્વારથી,
મારૂં મન દ્યૂત મધ્યે, મગ્ન થયું માનવતું,
નિવૃત્તિ ન પામ્યું તેહ, ભ્રાતા પરમારથી !
એમ થયું માટે ભ્રાત ! દોષ નવ કાઢું કોનો,
ભાવિ બળવાન માનું દુ ખરથસારથિ ૨૦૭
અહો મહાભુજબળવાન ! વીર ધીરવીર મારા,
પૂર્વે જ્યાર સુયોધને, રમવા બોલાવિયા,
કપટે ઉર રી કરી, દાસ્યપણું અર્પ્યું જ્યારે,
ત્યારે કૃષ્ણાકામિનીએ તોન ત્યાં તોલાવિયા,
વરદાન માગી સતી, પતિ હતા તેવા કર્યા,
ધન્ય દ્રૌપદીને ભ્રાત ! દુષ્ટ શા ડોનાવિયા ! !
પ્રજ્ઞાચક્ષુને દયા, કેઈ પેર આણી કૃષ્ણા,
દુશ્મનના દાવ સર્વે, રણમાં રાળાવિયા ! ૨૦૮

---

૨૦૭ મા'રથી—ભીમનું સંબોધન અનુકૂળ ઈ૦—પાસાના તમાસા શકુનિને અનુકૂળ થએલા ભાળ્યા, તેથી મને ક્રોધ થયો અને ક્રોધ થતા બોધ (જ્ઞાન—સમજ) ભૂલી ગયો તથા તેમ થવાથી જીતવાના સ્વારથવાળો હું દ્યૂતરૂપી અશ્વ ઉપર સ્વાર થયો ! ભ્રાતા ઈ૦—હે પરમારથી ભ્રાતા ! (ભીમનું સંબોધન) દુ ખરથસારથિ—દુ ખ રૂપી રથમાં બેસાડીને લેઈ જનાર સારથી રૂપ (ભાવિ—બનનાકાળ)

૨૦૮ વીર—ભાઈ ધીરવીર—(હે) ધીર અને વીર (શૂરો) પ્રજ્ઞાચક્ષુ—જ્ઞાન એજ જેના ચક્ષુ છે એવો અર્થાત્ બહારના ચક્ષુ વિના નો—ધૃતરાષ્ટ્ર

દુષ્ટે વેણ ઘણાં કહ્યાં, સહી રહ્યા આપણ તે,
વડિલોએ વાર્યા તેને, આપણે ઊઠી ગયા;
અલ્પ પથ ગયા જેવે, તેડુ પૂઠચ આવ્યું તેવે,
મંડાણો ફરીથી દ્યૂત, હતા તેવા ત્યાં થયા;
ભરતવંશી સમક્ષ, સુયોધન બોલ્યો જેહ,
તમે સર્વ સાંભળ્યું તે, દીઠી દૂર થૈ દયા;
ભીમાર્જુન મારા ભ્રાત, જાણો તમે સર્વ વાત,
તથાપિ કહુંછું ફરી, માધવ કરો મયા ! ! ૨૦૯
સભા મધ્ય બોલ્યો એમ, સર્વે શૂરવીર જોતાં,
પાંડુસુત ! પ્રતિજ્ઞા આ, પાળવી તમે અમે;
હારી જાવ તમે કદા, વર્ષ દ્વાદશ તો ત્યારે,
કરો વન મધ્ય વાસ, શર્ત પાળી તે સમે;
એક વર્ષ રે'વું ગુપ્ત, જણાઇ જો જાવ તેમાં,
બાર વર્ષ પાછાં જાવું, દુશ્મિન ઓછા દમે !
કૌરવ જો હારે કદી, શત ભ્રાત કરે તેમ,
શર્ત એવી કરી તર્ત, સર્વે જાણોછો તમે ! ! ૨૧૦
કબૂલાત એવી કરી, રમવા હું બેઠો દ્યૂત,
હારી ગયો તેણે વન, નીકળ્યો હું ભ્રાત છું;

---

૨૦૯ ભરતવંશી—ભરત વંશના ક્ષત્રિયો. ( ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વગેરે ). દીઠી ઇ૦—તે વખતે ધૃતરાષ્ટ્રની દયાને દૂર થયેલી દીઠી અર્થાત્ તેને દુર્યોધને સમજાવ્યો હતો કે તમારે પાંડવને બચાવવા નહિ.

૨૧૦ તમેઅમે—તમે અને અમે. દુશ્મિન ઇ૦—કે જેથી તમને દુશ્મનો ઓછું દુઃખ આપે. અર્થાત્ વનમાં નિરાંતે મઝા કરો! ( વક્રોક્તિ ).

કબજે કર્યા છે કિલ્લા, લક્ષ રક્ષવાળ મૂકયા,
આપણને કાઢ્યા જ્યાંથી, દીન હીન ગાત છું;
શૂરવીર સાચા તમે, સુર સરખાને જીતા,
નરનું ત્યાં નૂર કશું, તોય પૃથ્વીપાત છુ;
કારણ કહુંછુ તેનું, સમજજો સાચી વાત,
ખરો નથી તોય ભ્રાત, ખરામાં પ્રખ્યાત છું ! ! ૨૧૧
સજ્જન જનો સમક્ષ, પ્રતિજ્ઞા કબૂલ કરી,
રાજ્યલોભે ભ્રષ્ટ થાય, કૂડો તેહ કેવો છે !
કે'વાય ન મારીવતી, ગૂઢગતિ તેની અતિ,
રૂડો રતિવંત તેહ, જમે જોવા જેવો છે;
એવા જન અમો બનુ, ભ્રાત થાય એમ કેમ ?
ત્રિવિધિનો તાપ એ તો, તાવી નાખે તેવો છે !
આર્ય જો અનાર્ય થાય, પ્રતિજ્ઞા ન પાળવાથી,
જીવ્યો મૂઆ જેવો માનું, નિશ્ચે મારો એવો છે ! ! ૨૧૨
જુગાર રમાયો જયારે, ત્યારે ભ્રાત ક્રોધ કરી,
પરિઘ તેં લીધુ પાણ, દુશ્મનને ડારવા;
સાચવિયો સમય તે, શૂરવીર અરજુને,

---

૨૧૧ ગાત—ગાત્રમા તોય ઇ૦—તોપણ હું તો પૃથ્વીમાં પડેલો છું ! અર્થાત્ હીન દશામા છુ. ખરો નથી ઇ૦—તમારા આગળ તો હું ખરો નથી તથાપિ વિશ્વમા તો મારી પ્રખ્યાતિ ખરા તરિકે છે. અર્થાત્ મારૂં કહેવુ તમારે ખરૂં માનવુ હોય તો માનો વા ન માનો, પરંતુ જગત્ જે મને ખરો માનેછે તેમના આગળ હું મારી પ્રતિજ્ઞાનો ભંગ કરીને ખોટો યશ નહિ, એ વ્યંગ્યાર્થ છે

૨૧૨ કેવો કૂડો છે તે કહેછે. જમે ઇ૦—તે જમરાજાએ જોવા યોગ્ય છે. અર્થાત્ તે નારકી થાયછે !

વીર વાર્યો તને ઝટ, પ્રતિજ્ઞાથી તારવા;
અરે થાત કષ્ટ મોટું, સંખ્યાવતું પાપ થાત,
પ્રવૃત્ત જો થયો હોત, દુશ્મિનને મારવા;
જ્યારે મેં પ્રતિજ્ઞા કરી, ત્યારે કેમ બોલ્યો નહિ!
અટકાવ્યો હોત મને, સમર્થ છું વારવા! ૨૧૩
ત્યારે કાંઇ બોલ્યો નહિ, વનવાસદુઃખ દેખી,
મને કષ્ટવાને લાગ્યો, હવે કહે શું કરૂં!
ભલે જાય મારા પ્રાણ, હાંણ થાય હેલા મધ્ય,
વાણ મિથ્યા કરૂં નહિ, સત્યારથ ઉચ્ચરૂં;
થાવાનું તે થાય નિશ્ચે, સુખ દુઃખ નિરમ્યું જે,
આચરૂં અસત્ય શેણે? દુશ્મિનથી શે ડરૂં?
તને દુઃખ થાય જેહ, સેંવાય ન તેહ ત્યારે,
મને કષ્ટ કરે વા'લા! મોત વિણ શે મરૂં? ૨૧૪
તૃણ રૂપી કાયા મધ્ય, કૃષ્ણાકષ્ટ રૂપી અગ્નિ,
સંતાડી મેં શૂર રાખ્યો, સળગ્યો ચોફેરથી;
ભીમ ભડ વાયુ થઇ, વકારવા લાગ્યો તેને,
ઝોઠે તેમ કરચ ભાત, માળા તોડય મેરથી;
વેણબાણ બંધ કરી, ખરાં બાણ ખોશ્ય ઉર,
જના દે ન જીવતો તું, દુઃખ થાય દેરથી;

---

૨૧૩ પરિઘ—ભોગળ ( એ નામનું શસ્ત્ર ). પ્રતિજ્ઞાથી ઇ૦—અર્થાત્ કરેલી પ્રતિજ્ઞા પાળવાના હેતુથી. અટકાવ્યો હોત—અટકાવી શક્યો હોત.

૨૧૪ સત્યારથ—સત્ય અર્થવાળું ( વચન ). શેણે—શા માટે! મોત ઇ૦—પણ હું મોત આવ્યા વિના શી રીતે મરી જાઉં? અર્થાત્ તું જે કષ્ટ મને કરેછે તે મને મરણાંત દુઃખ ઉપજાવે છે.

મસિદ્ધ પ્રમાણ આપુ, પેંગેપેર સમજી જા,
ઘેર વીર ઉપર લે, ભાણી કહું ભેરથી. ૨૧૫
ચતુર કો ચોરી કરી, દિલ બીચ દુઃખી થાય,
કૂડી વાત સાંચ કાય, ડરે ઘણો લોકથી;
વ્યભિચાર ચાડી કર્મ, જો ન કરનાર કરે,
ડરે દિલ બીચ અતિ, ફજેતાઇ ફોકથી;
ઝેરપાન કર્યો જે, કષ્ટ કાયા મધ્ય વેઠે,
તેના પર ઘાવ થાય, વા'લેશરી કોકથી:
મારાપર એવી પેર, વીર વેણબાણે થાય,
મનમાન્યું ભલે કરો, શેકાયો હું શોકથી. ૨૧૬

---

૨૧૫ તારા વચનથી અને દ્રૌપદીના કષ્ટથી મારો દેહ બળી જાય છે, એ વાત રૂપકથી વર્ણવે છેઃ તૃણ ઇ૦—તૃણ (ઘાસ) રૂપી મારી કાયામાં કૃષ્ણાના કષ્ટ રૂપી અગ્નિ મેં સંતાડી રાખ્યો છે. હે શૂર! હવે તે ચારે પાસથી સળગ્યો છે. કેમકે ઘાસમાં સંતાડેલો અગ્નિ છાનો રહેતોજ નથી પણ સળગીજ ઊઠેછે. વકારવા લાગ્યો—ઉશકેરવા લાગ્યો—વિશેષ સળગાવવા લાગ્યો. મતલબ કે મને બાળી નાખવાને એકલું દ્રૌપદીનું કષ્ટજ પુરતું હતું, પણ તેમા તે વચનથી ઉમેરો કર્યો છે માટે તે જલદી સળગી જશે! માળા ઇ૦—જેમ મેર આગળથી તોડેલી માળા એકદમ વિખેરાઇ જાયછે તેમ તુ મારોજ જીવ લેઈ લે, એટલે એકદમ તારે બોલવાનું અને મારે સાભળવાનું મટી જશે. દેરથી—વાર લગાડયાથી. ભેરથી—ભેરીના જેવો મોટો અવાજ કરીને.

૨૧૬ ચોરી, વ્યભિચાર, ચાડિયાપણું, અને વિષપાન, એટલાં વાનાં કરનારાને જે કષ્ટ થાય, તેમના ઉપર તેમનો કોઈ વાલેશરી (વક્રોક્તિ, અર્થાત્ દુશ્મન) ઘા કરે તો તેથી જેટલું દુઃખ થાય, એવું દુઃખ મને તારા વચનરૂપી બાણથી થાય છે અથવા, કષ્ટ પામતાના ઉપર તેનો કોઈ વાલેશરી હોય તેજ ઘા કરીને તેને કષ્ટથી નિર્મુક્ત કરે, એમ સમજીને તું ભલે મનમાન્યું કર— મારો પ્રાણ લે, કેમકે તારા વેણબાણથી મને બહુ કષ્ટ થાય છે તેમાંથી હું મુક્ત થાઉ.

ભરતકુલ ભૂષણ, દૂષણ વિનાના જન,
સભામધ્ય બેઠા આવી, પ્રતિજ્ઞા ત્યાં કરી છે;
કુરૂવંશમણિ નર, ઘણા મળ્યા ટોળે તહીં,
વાત થઇ તેની મધ્ય, ખરી ખોટી ઠરી છે;
કૌરવે કર્યું કપટ, ઠગી લીધા આપણને,
જગે સર્વ જાણ્યું તેહ, થઇ ખ્યાત ખરી છે;
હવે એથકી વિરૂદ્ધ, કાંઇ નવ કરૂં અમો,
વેઠું કષ્ટ કાયાએ હું, અસત્ય ના જરી છે ।। ૨૧૭
ભલે ભ્રાત તજો મને, ભલે ભામિની ના ભજે,
ભલે સુત શત્રુ ગણે, થયું તે તો થયું છે;
પ્રતિજ્ઞાનો ભંગ કદા, સ્વપ્નામધ્ય આવે ભ્રાત,
દેહ પાડું મારો તર્ત, શું હતું ને ગયું છે ।।
પેરેપેર કહું તને, આશા ધારય અંતર તું,
કૃષિકાર જેવી પેરે, આશામાં સૌ રહ્યું છે;
કૃષિકાર કણ નાખી, ફળપ્રાપ્તિ વેળા વાંચ્છે,
તમ સુખ સમે ઇચ્છય, ગ્રેવાનું તે ગ્રહ્યું છે. ૨૧૮

---

૨૧૭ કુરવંશમણિ—કુરૂરાજાના કુળમાં મણિ જેવા. ખરી ખોટી ઇ૦—ત્યાં આગળજ ખરૂં શું અને ખોટું શું તે ઠરી ચૂક્યું છે. વેઠું ઇ૦—માટે હું મારી કાયાએ કષ્ટ વેઠું એમા જરીએ અસત્ય નથી।

૨૧૮ શું હતું ઇ૦—હું દેહ પાડું તેમાં હતું શું અને ગયું શું? અર્થાત્ મૃત્યુનો મને ડર નથી કે જીવિતના સુખની લાલસા નથી! કૃષિકાર—ખેડુત ફળપ્રાપ્તિ—ફળનું મળવું. વેળા—ફળ મળવાની વેળાએ તેમ ઇ૦—તેમ તું પણ સુખ મળવાનો સમય આવે ત્યારે સુખની ઇચ્છા કર. ગ્રેવાનું ઇ૦—જે સુખ આપણે મહાલ્યુ કરવાનું હતું તે આપણે મહાલ્યુ કર્યું છે ( પૂર્વાવસ્થામાં ).

રાજ્યનીતિ વિષે આમ, કામ કરવાને કહ્યું,
વિચારી જો અંતરમાં, ખરૂં ખોટું કેનું છે?
જે અરિએ છળ કર્યો, તેના વૈરને નાણીને,
ધીમો પડી જાય જેહ, શુભ તેમાં બેનુ છે!!
સજ્જન સમાગમે જો, શાંતિ ભ્રાંતિ વિણ થાય,
જુધ્ધદિન આવ્યો જાય, ખરૂં જોર તેનું છે;
એમ ન થયું કદાપિ, ત્યાર પછી ધીમે ધીમે,
વૈરીકેરૂં વેર લેવું, કહે જૂઠું જેનું છે? ૨૧૯
એમ કરનાર નર, દીર્ઘ સુખી થાય જાણ,
કે'વાય તે કીર્તિવાન, ગણાયે સજ્જનમાં;
સમૃદ્ધિ મળે અપાર, વૃદ્ધિ શુભકેરી થાય,
દુષ્ટ અરિ આવી નમે, જાણ થાય જનમાં;
સુહૃદ ને મિત્ર સર્વે, વખાણી વધારે તેને,
ચતુર સૌ ચા'ય તેને, આવે શુભ દનમાં;

---

૨૧૯ જે ઇ૦—શત્રુએ કપટ કર્યું તેના વૈરને નાણીને (અનુભવીને અર્થાત્ "આ મારા ઉપર વૈર રાખેછે માટે તેણે આવું કપટ કર્યું" એમ મનમાં સમજીને) જે પુરૂષ ધીમો પડી જાય છે (તત્કાળ કાંઇ ઈલાજ લેતો નથી) તેના એવા વર્તનથી બન્નેનું શુભ છે. અર્થાત્ સહસા કાર્ય ન થવાથી અન્યાય થતો નથી!! સહસા ઇલાજ ન લેવાનું કારણ કહે છેઃ સજ્જન સમાગમે ઇ૦—કદાપિ સજ્જનના સમાગમથી કપટ કરનારની બુદ્ધિ ફરે અને આવીને માફ માગે તો, અથવા કપટમાં ફસાનારના મનનું કોઇ રીતે સમાધાન થાય તો, જુધ્ધદિન આવ્યો (પ્રાપ્ત) થયો હોય તે જાય (ટળે) અર્થાત્ યુદ્ધ થવાથી બનતો વિનાશ અટકે, માટે જે તત્કાળ કાંઇ ઇલાજ ન લે તેનુંજ ખરૂં જોર છે એમ ઇ૦—કદાપિ એમ (ઉપર કહ્યા તે બેમાથી એક પણ) ન થયુ તો પછી વૈરીનું વૈર ધીમે ધીમે (સાધન મેળવીને) લેવું; એમાં જેનું જૂઠું હોય તે હે ભીમ! તું કહે.

દઢ નીમ મારો જેહ, ફરીથી હું ભાખું તેહ,
ગમે તેમ ઘડો ઘાટ, મારૂં નથી મનમાં ! ૨૨૦
મને કોઇ કહે આવી, મળે જગતણી લક્ષ્મી,
એક વાર ખોટું બોલ્ય, સુખ પ્રાપ્ત કરી લે;
મોંઘો મોક્ષ થાય સોંઘો, દ્રવ્ય મળી આવવાથી,
ખોટામાંહી વસે ધન, ભલો ભાવ ભરી લે;
જુગોજુગ જીવાય છે, રજ માત્ર ખોટું બોલ્યે,
અમો વદું ત્યારે એમ, ભલે સત્યે મરી લે;
અસત્ય ન વાંચ્છું કદા, સદા મળે સ્વર્ગસુખ,
સત્યે ભલે થાય દુઃખ, કહું દિલ ઠરી લે. ૨૨૧
કારણ છે આમ તેનું, ધારણ ધરી તું જોને,
તારણ છે ધર્મ એક, સજ્જનના સુખનો;
ધર્મથકી થાય સુખ, તેના સોળમા વિભાગે,
રાજ્ય પુત્ર યશ કીર્ત્તિ, ભરે ભાર ભૂખનો;
એક કળાએ ન પોંચે, અધર્મની કળા સોળ,
અંધકારવાળી બને, દિન અર્પે દુઃખનો;
સત્ય શુધ્ધ જાણું તેણે, ન કરૂં એવું કદાપિ,
તજે ભજે ભલે ભ્રાત, ચડચે આવી રૂખનો. ૨૨૨

---

૨૨૦ દીર્ઘાયુષી—લાંબી ઉમરવાળો. જાણ—પ્રસિદ્ધ ૨૨૧ મોંઘો ઇ૦—દ્રવ્ય મળી આવવાથી મોક્ષ જે મોંઘો છે તે સોંઘો થાય, ( કેમકે દ્રવ્યના સાધનથી ગુરૂ આદિક સાધન આવી મળેછે ). ભલો ઇ૦—માટે ખોટામાં તારો ભલો ભાવ રાખ મરી લે--( મારો દેહ—કર્તા ). કહું ઇ૦—હું કહુંછું કે તારા દિલમાં જેમ હોય તેમ કરી લે—હુ તો અસત્ય બોલવાનો નથી !

૨૨૨ ધર્મથકી ઇ૦—ધર્મથી જે સુખ થાય છે તેને સોળમે હિસ્સે

## ભીમવેણ.

કાલનો વિશ્વાસ કશો, કાળનો વિચાર કરો,
ધારી ધ્યાન મધ્ય ધરો, કેવું કાળકામ છે;
સંવત્સર તેર સુધી, કાળને ભરૂંસે રહી,
બેશી રે'વું ઠીક એ છે ? કર્યું નીચું નામ છે ! ।
કદી કાળ એટલામાં, નાશ જો નરેશ ! થયો,
તો પછે શું કરવાનું, કહો ધર્મધામ છે?
દેહધારી પૂઠ લાગ્યો, કાળ તો કરાળ થઇ,
માટે જઇ જીતો શત્રુ, આપે તેના રામ છે. ૨૨૩
જનમ્યો સફળ જન, કયારે તે મનાય ભૂપ,
કહી દાખું સુણો આજ, મનુનું વચન છે;
વેરી સાથે વૈર કરી, પૃથ્વીમાં પ્રસિધ્ધ થયો,
જીવ્યો જન તેહ જાણ, બીજા રનવન છે;
ભૂમિભાર કરવાને, તે જન્મ્યા ન જન્મ્યા જેવા,
વિચારી જુઓને વાત, તૂટવાનું તન છે;

---

રાજ્ય, પુત્ર, યશ અને કીર્ત્તિ છે તેમ છતા તે ભૂખનો ભાર ભરે છે. અર્થાત્ રાજ્ય વગેરેમાં સુખતું દારિદ્રય છે—ધર્મ જેવું સુખ નથી. એક ઇ૦— અધર્મ ( અધર્મથી થતાં સુખની ) સોળ કળાઓ ( અંશ ) પણ ધર્મની એક કળાની બરોબરી કરી શકે નહિ, પણ તે કળાઓ દુઃખરૂપી અંધકારવાળી બને અને દુઃખનો દિવસ આપે તજો ઇ૦—માટે મારા ભાઈઓમાથી કોઇ ( પોતાની ) રૂખનો ( ઇચ્છા પ્રમાણે વર્ત્તનારો ) ભ્રાત મારી સાથે રાડચે આવીને ( લઢીને ) મને ભલે તજ્જે કે ભજ્જે।

૨૨૩ કાલનો—બીજા દિવસનો સંવત્સર—વર્ષ. ધર્મધામ—( યુધિષ્ઠિરનું સંબોધન ). આપે ઇ૦—જે આપે ( દાન કરે ) તેના રામ છે— તેને પરમેશ્વર ફળ આપશે. પણ જે આળસુ થઇને બેશી રહેશે તેને પરમેશ્વર કાંઇ સાહાય કરવાનો નથી।

બલિવર્દ બલિષ્ટમાં, અબલિષ્ટ ખેદ પામે,
તેમ નર કષ્ટ પામે, શત્રુજિત જન છે. ૨૨૪
વળી આ દષ્ટાંત અન્ય, શ્રવણ કરો નરેશ,
સમજો સિદ્ધાંત શુધ્ધ, વિચારી વિચાર છે;
અલ્પ પરાક્રમવાળો, વળી બળ વિનાનો જે,
પૃથ્વીમાં પુરૂષ હવો, તેનો અવતાર છે ?
નવ કર્યું વૈર જેણે, જનેતાની કૂખ સેવી,
નવ માનુ તેને નર, જીવ્યામા ધિ.કાર છે;
નિરર્થક જીવ્યુ તેનુ, નિષ્ફળ ને માલવનુ,
મારે મતે માનું હું ય, ગ્રહો એવો સાર છે ! ! ૨૨૫
પૃથાપુત્ર પૃથુ જેવા, પરાક્રમી થાવ પે'લા,
મહાભુજાવાન ભલા, આવ્યો સમો સારો છે;
પૃથુ જેવો યશ વાંચ્છો, કીરતિ કમાવ તેવી,
વારંવાર વાંચ્છુ એહ, બોલ શું અકારો છે ! !
સમગ્ર શત્રુને જીતી, વદાવો જો વાહ વાહ,
તો તો લીધો ખરો રાહ, મત એ અમારો છે;
સ્વભુજા ભૂષણથકી, દૂષણને દૂર કરી,

૨૨૪ રનવન—રખડતા. બલિ૦ર્દ ઇ૦—જેમ બલિષ્ટ (બળવાન) બલિવર્દ (બળદિયા)મા કોઇ અબલિષ્ટ (નિર્બળ) બળદ ખેદ પામે છે, તેમ શત્રુને ન જીતનાર નર પણ કષ્ટ પામે છે, માટે જે શત્રુને જીતે તેનેજ, જન (માણસ) સમજવો

૨૨૫ વિચારી ઇ૦—વિચારી(વિચારવાળા)ને મન (બધો) વિચાર છે. તેનો ઇ૦—અર્થાત્ તેનો અવતાર રદ છે ! નવ ઇ૦—અર્થાત્ વૈર કર્યા વિના તેને પોતાનું પરાક્રમ કરવાનો, અને સાવધ રહેવાનો પ્રસગ મળતો નથી તેથી તે આળસુ થઇને કીર્ત્તિ પામનો નથી.

અરિ છતી અહો રાજ્ય, કીર્ત્તિનો વધારો છે. ૨૨૬
અરિગણકેરા ઇંદ્ર, સાભળોને વાત મારી,
વિચારી જુઓને વેગે, કરવાનું કાજ છે;
છળ કરનાર અરિ, જાણ્યા માહી આવે જ્યારે,
કરે યુદ્ધ તેની સંગે, ધુરંધર રાજ છે;
છળમા છવાય કદી, છતી ન જવાય કદી,
ધન્ય હાર્યું માનું તેનું, આવ્યા અન્ય વાજ છે;
સનમુખ થયો તેણે, કમાયો તે કીર્ત્તિ ભલી,
અન્ય જીવ્યા ન જીવ્યા શા, શુધ્ધ સાર આજ છે। ૨૨૭
કપટીતણું કપટ, નાશ કર્યા પૂઠે નડે,
કષ્ટે કપાયે જો કાય, ધન્ય તેમા રાય છે;
કઇ કૂડું નથી એહ, સ્વર્ગસુખ શુદ્ધ સારૂ,
ખરેખરૂં હું ઉચારૂં, પૂર્વથી કે'વાય છે,
વીસરો વિચારવાનુ, દીન હીન થઇ વદ્દા,
ગોઠતું નથી તે રજ, અરિ વધા ગાય છે।।
અરેરે ધિ.કાર જીવ્યું, અમર રે'વાનું કયુ !
પછે બેશી રે'વુ કોણે ? આય તેની વાય છે. ૨૨૮

---

૨૨૬ પૃથાપુત્ર—કુંતીના પુત્રો પૃથુ જેવા—પૃથુ નામે રાજા જેવા. મહાભુજબળવાન—મોટા બાહુબળવાળા. વાન્છો—જો વાન્છો તો કીર્ત્તિનો લ્હ—તેથી કીર્ત્તિનો વધારો થશે

૨૨૮ અરિગણકેરા ઇંદ્ર—શત્રુઓના નાશ કરનાર ઇંદ્ર જેવા ઓ યુધિષ્ઠિર! વાજ આવ્યા—દુખી થયા. સનમુખ થયો—શત્રુઓની સામે થયો સાર—તત્વાર્થ

૨૨૮ કપટીતણુ—કદાપિ કપટીએ કપટનો ફાંદો એવો ગોઠવ્યો હોય કે તે કપટીઓને નાશ કર્યા પછી પણ તેનું કપટ જીતનારને નડે તો એમ

તપનના તાપથકી, જાજ્વલ્ય પાવકથી,
કોપ ઝગ્યો ઘણો મારો, અશુભ આ કાર્ય છે;
દિન રેણ દહે અંગ, અરિકેરાં દુષ્ટ વેણ,
નિદ્રા નવ આવે કદી, આહા શા અનાર્ય છે !!
જુલુમ સહ્યો શો જાતે, કે'વાકેરી વાત નથી !
હવે તો વિચાર કરો, પૂછો આ આચાર્ય છે;
કૃષ્ણાદિક વદે ખોટું ? ધ્યાન મધ્ય ધારી જુઓ,
પૂરી મશ સાને પામ્યા, મનાયા જે આર્ય છે. ૨૨૯
પાર્થકેરી પેર ભાળો, વેર વપુ છેદે એનું,
કેર અવો કરો શેણે, ખરૂં ખોટું જાણ છે,
પંચાનન પોઢે નહિ, તેમ પોઢતો નથી એ,
( તે ) નિદ્રાને નકામી ગણે, બેશી રહ્યે હાણ છે !
કરિ જેમ કોપ શાંતિ, શ્વાન ભસ્યા છતાં કરે,
તેમ કરી આ તો રહ્યો, ખરી મારી વાણ છે !!
વારૂ વાતને વિચારો, ધારો ધ્યાન મધ્ય ધીર,
મિથ્યા વધું વિડારો આ, ઘણો પેઠો ઘાણ છે. ૨૩૦

---

થાય અને તેથી થયેલા કષ્ટથી કાયા કપાય, તોપણ હે રાય ! તેમા જીતનાર-ને ધન્યવાદજ છે ! વીસરા ઇ૦—તમે હવે વિચાર કરતા બેશી રહેવાનુ ભૂલી જાઓ. વધા—બોલ્યા. આપણે આવતા હતા ત્યારે શત્રુઓ આપણને ગાય, ગાય, એમ કહેતા હતા !

૨૨૯ તપન—સૂર્ય આ કાર્ય—શત્રુનુ વેર ન લેતાં બેશી રહેવાનું. અનાર્ય—( શત્રુઓ ). આચાર્ય—ધૌ.મ્ય. તમે કહેશો કે આચાર્ય તો તારી બીકથી ખોટુ કહે, તો આ કૃષ્ણ વગેરેને પૂછી જુઓ. કૃષ્ણાદિક ઇ૦.

૨૩૦ વપુ—શરીર( ને ) જાણ છે—તમને ખરૂં શું અને ખોટુ શું તે જાણ (માહિત) છે. પંચાનન ઇ૦—જેમ સિંહ સુએ નહિ તેમ અર્જુન

નકુલ ને શહદેવ, માની તમારૂં નરેશ,
મૂઢમતિ થઇ રહ્યા, શૂરવાર શુદ્ધ છે;
નીર નામકેરૂં ગણે, દાણે દાર દુશ્મિનને,
એકલા અડગ ઊભે, બળિયાની બુદ્ધ છે;
સૃન્જયાદિ સગા જેહ, સજ્જ થઇ ઊભા તહ,
અપો યુદ્ધતણી આજ્ઞા, કહો કે વિરૂદ્ધ છે?
કૃષ્ણા કૃષ્ણ અને હું છું, અને બીજા અન્ય શૂર,
એકમતવાળા સાથ, કાયા આજ ક્રૂદ્ધ છે!! ૨૩૧
એકમતવાળાં સર્વ, અમ લખી માનો મારૂ,
કારજ થાશે તમારૂં, કહું વાત કામની,
થોડા પરાક્રમવાળા, કપટી કૌરવ સર્વ,
કષ્ટ અર્પી સુખ ગ્રહે, શોભા કશી સ્વામની?
એવા ભ્રાત હણવામાં, રજ પાપ નથી રાજા,
પુણ્ય પૂર એમા વરયુ, ઠગાઇ તમામનો!
ક્ષમા ધરા રહ્યા તેણે, કેણે તમા તો વધારો,
વિચારીને વાત જુઓ, વીતો રૂડા રાનની!! ૨૩૨

---

પણ સૂનો નથી! કરિ ઇ૦—જેમ શ્વાન ભસ્યા છતા પણ કરિ (હાથી) પોતાના કોપની હાનિ કરે છે—તેમના ભસવાથી કોપ કરતો નથી, તેમ આ અર્જુન પણ દબી રહ્યો છે—શત્રુના નાશ કરવને સમર્થ છતા ક્રોધ દબાવી રહ્યો છે!

૨૩૧ ઊભે—ઊભા રહે અથવા ઊભે (ઉભય) બન્ને યુદ્ધ કરવાને ઉત્સાહ ઉત્પન્ન નહિ થયો હોત એમ કહેતા હશો તો, કાયા ઇ૦—આજ અમારી કાયા પણ ક્રૂદ્ધ (ક્રોધવાળી) થયેલી છે!

૨૩૨ લખી—જોઇને સ્વામની—ધણીની (રાજાની)—અર્થાત્ તમારી હશાઇ ઇ૦—(છે, અધ્યાહાર) કેણે ઇ૦—અર્થાત્ તમારી તમા

તમે ધારો મન એમ, શુદ્ધ સત્ય છોડું કેમ !
વે'મ એ વિડારી નાખો, નથી નથી કામનું !!
સત્યપણું ધારવાને, બેઠા ભ્રાત મારવાને,
અર્થ ખોટો સારવાને, નીર લેવા નામનું;
દયાદોષ તમારાથી, કલેશ કૂડો કામ કાપે,
મનસા ફળે ન રજ, જુધ્ધ અર્પો જામનું;
ઇચ્છા મન એવી હશે, કીરતિ કમાઉ છું હુ,
નથી નથી નામદારી, નીચત્વ તમામનું !! ૨૩૩
મ દમતિમાન કોઇ, દ્વિજ ગુરૂવેર જઇ,
વેદપાઠ કરી મરે, ઢોર વેદિયો બની,
આફળે અનેક વર્ષ, ઉત્કર્ષ ન થાય તેનો,
વેદાર્થ ન જાણે મૂઢ, ધનવનો શો ધની !
તેવી તમારી છે મતિ, જાણવા વેદાર્થ વિષે,
સમજાવ્યા સમજો ન, હણતા બનો હની;
છોકર જવાબો ખોટી, ફિકર ફાડી નાખે છે,
કિંકર વદે છે કહું ! વાત અર્થ આ વની ! ૨૩૪

---

કોણે રાખી? વીતી ઈ૦–રૂડા રામને જે વીતી છે તે વિચારી જુઓ ! અર્થાત્ તેણે જો તમારા જેવી ક્ષમા ધારી હોત તો શુ સીતા પાછી ઘેર આવત ?

૨૩૩ નથી કામનું—( એવુ ધારવુ ) નીર ઈ૦—નામનું પાણી લેવાને ( ખોવાને ) દયા ઈ૦—તમારા દયા રૂપી દોષથી જે કુડો ક્લેશ ઉપજે છે તે અમારા કામ( મનોરથ )ને કાપી નાખે છે. જામનુ ઈ૦—એક પોહોરવાર જેટલુ જુદ્ધ અર્પો—જુદ્ધ કરવાની આજ્ઞા આપો નીચત્વ —નીચપણું.

૨૩૪ દષ્ટાંત સમજાવવાને બીજું દષ્ટાત કહેછે ધનવનો ઇ૦—ધન મળ્યુ નહિ તો તે ધની ( ધનવાળો ) શાનો ? તમ વેદાર્થ જાણવામા ન

દ્વિજશા દયાળુ તમે, ક્ષત્રીકુળને લજાવ્યું !
બનો શૂરવીર સાચા, સ્વધર્મ શેણે તજો ?
લાજ લાગે પૂર્વજને, એવું કૃત્ય કરો નહિ,
દુશ્મિનથી ડરો નહિ, સજાઇ સારી સજો;
ક્ષત્રીકુળ ઉપજ્યા તે, ક્રૂરમતિમાન હોય,
અક્રૂરપણું જે ધારે, મનુ કે' ન તે ભજો;
રાજ્યધર્મ જાણ્યા નહિ, રંજાડો તેણે તમામ,
વંજાડો ભલાઇ ધારી, હવે તો રૂડું યજો. ૨૩૫
અરે ભૂલી ગયો ભાઇ, મનુરાજ્યધર્મ સર્વે,
ગુરૂમુખ શીખ્યા સર્વે, તે ભૂલી શેણે ગયા !
દ્રોણ ધૌમ્ય કે'તા એમ, યુધિષ્ઠિર સમજે જે,
તેવું કોઇ ન સમજે, છતા એમ ત્યાં થયા !
પછે કહો કેમ થયા, અરિ પર ક્ષમાવાન,
દુષ્ટ પર દયા ધારો, વૈરમાં જાણો વહ્યા;
અજગર પેર શાંત, થઇ બેઠા બોલો નહિ,

---

આવ્યા તો તે વેદિયો શાનો ? હની—હણાઓ એવા—વધ્ય કિંકર ૪૦—શું આ તમારો કિંકર— ચાકર (ભીમ) કૂડું (ખોટું) વદેછે ? અથવા ચાકરનોકરો પણ આપણું માઠું બોલેછે. અને આ વાત શું અર્થવની (તુચ્છ) છે ?

૨૩૫ લજાવ્યું—(ક્ષત્રિય છતાં દ્વિજ જેવા દયાળુ થવાથી). અક્રૂરપણું—દયાળુપણું. મનુ—ધર્મશાસ્ત્રનો આદિકર્તા રંજાડો ઈ૦—તેથી તમે અમો તમામને રંજાડો—દુઃખ દ્યો છો વંજાડો—વાજ આણો. અથવા રંજાડોનું અનુકરણ રૂડું યજો—સારૂં પૂજન કરો. અર્થાત્ યુદ્ધ કરવા રૂપી સારૂં કામ કરો.

તોલ ખરો તોલો નહિ, દુશ્મિનને શી દયા ! ૨૩૬
વિચારો જુઓને વાત, કેવે મોટે કુળ જન્મ્યા,
બુધ્ધિ બળવાળા તમે, વરાતણી ખાણ છો;
સગા શૂરવીર સાચા, કાચા કૈરવ તમામ,
તમાચા મારો શે મુખે, પૂરા તો પ્રમાણ છો !!
માનવી કો મૂર્ખ ધારે, મૂષ્ટિ તૃણથકી જાણે,
પ્રસિદ્ધ હિમાદ્રિ ઢાકું, તમે તો મા'જાણ છો;
એવું ક્રોધકી કરાશે, તમે તો તૈયાર થયા,
કરો કલ્પના શે કૂડી, પુણ્યશાળી પ્રાણ છો !! ૨૩૭
પ્રથમ તમારી કથા, કહી દાખો મને આજ,
ગુપ્ત વે'શો કેમ કરી, જાણવાનું મન છે;
આકાશના સૂર્યસમા, મહ વૃક્ષસમા પૂર,
અલ્પજળે ગુપ્ત રહો, અશુભ આ દન છે !!
ઇંદ્રઐરાવત સમો, પાર્થ પરાક્રમી પૂર,

---

૨૩૬ અરે ઇ૦—જો તમે એમ કહેશો કે "અરે ભાઈ ! હું મનુએ કહેલા સર્વે રાજ્યધર્મને ભૂલી ગયો છુ" તો તે નહિ ચાલે; કેમકે, ગુરૂમુખ ઇ૦ ગુરૂમુખ—ગુરૂની પાસેથી. છતા—પ્રસિધ્ધ. વૈરમાં ઇ૦—તમે વૈરમાં વહ્યા છો એમ જાણો.

૨૩૭ તમાચા ઇ૦—અર્થાત્ તમે જાણી જોઇને શું કરવા હીનત્વનો અંગીકાર કરોછે? માનવી ઇ૦—કોઇ મૂર્ખ માણસ હોય તે એમ ધારે કે એક મૂઠી તરણાવડે હું પ્રસિદ્ધ હિમાદ્રિ ( હિમાચળ )ને ઢાકી નાખું પણ તમે તો મહાજાણ છો એટલે એમ ધારો જ નહિ ! ( વક્રોક્તિ ) તમે ઇ૦—પણ તમે તો એવું કરવાને તૈયાર થયા છો. અર્થાત બાર વરસ વનમાં રહીને તેરને વરસે ગુપ્ત રહેવાની પ્રતિજ્ઞા પાર પાડી રાજ્ય મેળવવા ઇચ્છો છો તે મૂઠી તરણાવડે હિમાલય ઢાંકવા જેવુ અશક્ય છે

સંતાડશો કિયે ઠામ, ધાટો પડ્યો ઘન છે;
નકુલ ને સહદેવ, શૂરવીર સિંહસમા,
સંતાડી રખાય શેણે? ખોટું આ વચન છે!! ૨૩૮
પદ્મિની પવિત્ર અતિ, યશસ્વિની સ્વામિની આ,
કૃષ્ણા ગુપ્ત રંગે કેમ, મુને તે જણાવશો!
જગજાહેર છે રૂપ, ઉપજેલી યજ્ઞથકી,
હિમાંશુ ઢંકાય કેમ, ઉર એ આણાવશો!
જેના જેવી જુવતી કો, જગત મધ્ય ના જણાય,
ગુપ્ત ગોરી રહે કેમ, ગુણ એ ગણાવશો!
તારૂણીને તન પીડ, દયાળુ થઇ શું કરો,
ધારનાર ધર્મતણા, તાણતે તણાવશો! ૨૩૯
ભીમભડ મને વદે, થોકેથોક લોકકેરા,
દીઠો નવ તેહ જાણે, વિશ્વમાં વિખ્યાત હું;
જન્મ્યા પછે સપ્ત પળે, અદ્ભુત મે કીધું કામ,

---

૨૩૮ ગુપ્ત રહો—શું ગુપ્ત રહી શકો? અર્થાત્ નજ રહી શકો. ધાટો ઇ૦—શુ ધાટો (ધાડો) પડી ગયેલો—સજડ બાઝેલો ઘન (મેઘ) છે, કે તેમાં અર્જુનને સંતાડશો? ખોટું ઇ૦—માટે તમે જે સંતાડવાનું કહોછો તે વચન ખોટું (મિથ્યા) છે! અથવા શું આ મારૂં વચન ખોટુ છે?

૨૩૯ હિમાંશુ—ચંદ્ર તારૂણી ઇ૦—હે ધર્મના ધારનાર! (હેતુગર્ભિત વિશેષણ) જ્યારે તારૂણી(સ્ત્રી—દ્રૌપદી)ને તન (શરીરે) પીડા થાયછે (વનવાસ વગેરેથી) ત્યારે તમે દયાળુ થઇને શુ કરોછો? અર્થાત્ શત્રુપ્રતિ દયા રાખો છો, ત્યારે પોતાના પ્રતિ દયા કેમ રખાતી નથી? તાણતે ઇ૦—અર્થાત્ દુખની તાણમા એ સતીને પણ તણાવા દેશો કે કેમ?

વ્યાઘ્ર જોઇ માત નાઠી, કહું માંડી વાત હું;
રક્ષવાને પ્રાણ પ્યારા, નાખ્યો મુને ભૂમિ મધ્ય,
પડનાં વિશાળ શિલા, ભાંગી જે પ્રખ્યાત હું;
અસુરને મારનાર, પાંડવને તારનાર,
દુશ્મનને ડારનાર, રાખું ગુપ્ત ગાત હું ! ૨૪૦
મેરૂને સંતાડવાને, યત્ન કરે મહીપાળ,
કેમ ગુપ્ત રહે તેહ, વિચારી જુઓ મને;
ઝગતો જાજ્વલ્યમાન, કપાસમાં અગ્નિ કંઇ,
સંતાડેલો સાંભળ્યો છે, ચિંતા ઉપજે મને;
કાનનમાં કારમા આ, દ્વિજના મનોર્થ પૂરો,
સાથે સર્વ રાખશો તે, ગુપ્ત રે'શો શો વને ?
કે'વાશે નહિ નકાર, દ્વિજ જાશે કિયે ઠામ ?
દયાળુ દયા કરી કો', તાન લાગ્યું છે તને !! ૨૪૧
વિચારી કરો વિચાર, કદી જાણો ગુપ્ત રહ્યા,
તોપણ પ્રસિધ્ધ થાશું, કારણ કહું ખરૂં;
દુર્યોધન પક્ષતણા, હણ્યા રાય રાયપુત્ર,
વૈર લે તે વેરી થઇ, દિલનાં તેણે ડરૂં;
ગોતી કાઢે ગમે તેમ, વૈરાંતને પામવાને,

---

૨૪૦ પોતાની સંતાઈ રહેવાની અશક્યતા પોતાના બાળચરિત્રથી કહેછેઃ જન્મ્યા ઈ૦. રાખું ઇ૦—અર્થાત્ તે હું મારાં ગાત્રને શી રીતે ગુપ્ત રાખી શકીશ?

૨૪૧ કાનનમાં—વનમાં અર્થાત્ વનમાં તમારી સાથે અનેક બ્રાહ્મણો ફરેછે, તે બ્રાહ્મણો તમને છોડીને કહીં જવાના નથી તો તમે શી રીતે ગુપ્ત રહી શકશો ? તને-શરીરે. દયાળુ-(હેતુ ગર્ભિત વિશેષણ). પરિકરાલંકાર.

મતિમાન વદો વદો, અસત્ય શું ઉચ્ચરૂં !
ગુપ્ત રેંવાતણો એક, રાહ નવ આવે ઉર,
જાણતા હો તો જણાવો, મોત વિના શે મરૂં ? ૨૪૨
અજ્ઞાતવાસમાં કદી, જણાઈ ગયા જો જોધ,
પાછા વનવાસ જાવું, અટક કરી તમે;
છાના નવ રહી શકું, ભનું પાછા ભૂમિ મધ્ય,
વનવાસકષ્ટ વેઠું, દુશ્મિન વળી દમે;
એમ અકળાઇ મરૂં, તેહ ગોષ્ટિ ગોઠે કેમ ?
કાંક તો કરો વિચાર, વાત મ્હુને ગમે;
શાસ્ત્ર વિષે વધું આમ, સિદ્ધાંત તે સાવ ભૂપ,
સમજાવું સમજો તે, અરિ આવીને નમે ! ૨૪૩
વેદમાં વિચાર આવા, કર્યા છે પ્રતિપાદન,
સંવત્સર એક ગણે, પ્રતિનિધિ માસનો;
એ હિસાબે તેર વર્ષે, તેર માસ વીત્યે થયાં,
હવે જઇ જુદ્ધ કરો, બોલ માની દાસનો;
ખરેખરી વદી વાત, નિગમપ્રમાણ આપી,
આચરો નૃપાળ એમ, તંત તોડો ત્રાસનો;

---

૨૪૨ હણ્યા છ૦—જે રાય અને રાયપુત્ર( રજપુત્ર )ને આપણે હણ્યા છે. વૈનાતને—વૈરના અતને અર્થાત્ વૈર લવાને અસત્ય છ૦—શું આ હું અસત્ય બોલુછું ?

૨૪૩ અજ્ઞાતવાસમા—ગુપ્તવાસમા. અટક—પ્રતિજ્ઞા ગોષ્ટિ—વાત. વાત છ૦—જે વાત મ્હુને ગમે તેવા કાંક વિચાર કરો. આમ—હવેના છંદમા કહેવાશે તેવું.

વળી વેદકેરી વાત, બીજી એક જણાવું હું,
પ્રમાણ કરો તે પૂરી, હું ન કુડી આશનો ! ૨૪૪
નિગમ ને આગમમાં, એમ કહ્યું છેજ નકી,
અસત્યનું પ્રાયશ્ચિત, આમ કરવું ઘટે;
ઉપાડે અપાર ભાર, દીન બલિવર્દ હોય,
એક ટાણે ખાય એનું, આપતાં ગુનો' મટે;
પ્રાયશ્ચિત કરો પૂરું, અધૂરું ન રહે કાંઇ,
રાયધર્મ ધારો ધ્યાને, વારૂ વટ આ વટે;
એજ ક્ષત્રીકેરો ધર્મ, સહારવા શત્રુ દેખી,
ત્યાંજશો ન તમે તેહ, ભાગળડ એ રટે. ૨૪૫
વાતો કરો વાર અમે, મહીપાળ થયા માનો,
નીકર સાખું ન અમો, મારે જુદ્ધ જોઇએ;
કાયાએ વેઠું ન કષ્ટ, નષ્ટ કરૂં વા હું થાઉં,
ખરેખરી વદું વાત, સંશય તો ખોઇએ;
બડાઇનો બેડશો આ, નરવર નક્કી નથી,

---

૨૪૪ વેદમાં ઇ૦—વેદમાં ( પ્રાયશ્ચિતાદિ પ્રકરણમાં ) આવા વિચાર પ્રતિપાદન કર્યા છે તે વિચાર કહેછેઃ સંવત્સર ઇ૦—તેમાં ગામનો પ્રતિનિધિ ( બદલો ) એક સંવત્સર ગણ્યું જ. અર્થાત્ એક વર્ષને બદલે એક ગામ ગણીએ એ હિસાબે તેર ગામ વીત્યે તેર વર્ષ થયાં એમ માનવું. આપણને પણ તેર ગામ વીતી ગયા છે માટે તેર વર્ષ થયા એમ માનીને હવે યુદ્ધ કરો. નિગમપ્રમાણ—વેદનું પ્રમાણ. કુડી આશનો—અધર્મથી સ્વાર્થ-સિદ્ધિ ઇચ્છનું એવો.

૨૪૫ તે પ્રાયશ્ચિત કહેછેઃ દીન બલિવર્દ ( બળદ ) જેવો થઇને અપાર ભાર ઉપાડે તથા એક ટાણે ખાય ( દિવસમાં બીજી વાર ખાય નહિ ) એવું ( એટલું ) પ્રાયશ્ચિત આપતાં અસત્ય બોલ્યાનો ગુનો મટે. વારૂ ઇ૦—આપણી આ વારૂ( સારી ) વટ વટી જાય છે—જતી રહેછે !

જુધ્ધ કરૂ જઇ અમો, રોવાડું કે રોઇએ;
વારંવાર કહું કશું, પણ પેર અરિ મારૂં,
હેલા માંહી હણી આવું, હોવાનું તે હોઇએ. ૨૪૬
વળી પાછા મૂઢ થયા, ઉત્તર ન આપો કેમ ?
ખાંતથી ખુલાસો કરો, કેમ કરવું હવે ?
દાન થયે મૂકું નહિ, બંધુ માટ ચૂકું નહિ,
રોકયાથકી રૂકું નહિ, કવિ ગુણ તો કવે
થયુ અંગ લાલ અતિ, ભ્રુકુટિ ચડી ભવેરી,
નેત્ર ત્યાં વિકાસ પામ્યા, ક્રોધ સૂર્યથી નવે;
ઘનશ્યામ ઘનરૂપ, ધારી આચ્છાદિયો સૂર્ય,
નીકળે ને પેસે તોય, ભલાઇ જુઓ ભવે ! ૨૪૭

---

૨૪૬ વાતો ઇ૦—હે વીર ! અમે એવી વાતો કરી કે યુધિષ્ઠિર મહીપાળ થયા તેને તમે માનો—તેની આજ્ઞા પાળો હવે અમેજ જ્યારે તમને ન માનીએ ત્યારે અમારી તે વાતો ખોટી ઠરે, માટે અમે તમને માનીએ છીએ, નીકર હું તમારૂં વચન સાખું નહિ, કેમકે મારે તો જુદ્ધ જોઇએ છીએ અને તમે તે કરવાની ના કહોછો. વા ઇ૦—વા (અથવા) હું નષ્ટ થાઉં. નરવર !—હે મનુષ્યોમા શ્રેષ્ટ !

૨૪૭ બં઼ ઇ૦ —તમે મારા બંધુ છો માટે હુ તમને મારતા ચૂકીશ એમ ન ધારશો રૂકું—રોકાઉં થયુ ઇ૦—(રૌદ્રના અનુભાવ). ક્રોધ ઇ૦—ક્રોધ રૂપી નવા સૂર્યથી નેત્ર રૂપી કમળ વિકાસ પામ્યા ! ઘનશ્યામ ઇ૦—જેમ સૂર્યને મેઘ ઢાંકે છે તેમ ઘનશ્યામે (મેઘના જેવા શ્યામ કૃષ્ણે) ભીમને વાર્યો. જેમ મેઘથી ઢંકાયલો સૂર્ય વાદળામા પેસેછે અને પાછો નીકળેછે, તેમ ભીમનો ક્રોધ પણ કૃષ્ણના વચનથી શમતો હતો અને વળી પાછો ઉત્પન્ન થઇ આવતો હતો ! ભલાઇ ઇ૦—કવિ કહેછે કે ભવે (સંસાર)મા ભલાઇ જેવી હોય તો જુઓ ! અર્થાત્ યુધિષ્ઠિરને ભલાઇનાં આવા ફળ મળે છે તે શોકકારક છે !

જયાં ત્યાં કરી વાર્યો તેહ, સમજાવ્યા યુધિષ્ઠિર,
ઉત્તર આપોને કાંઇ. ભીમ શાંત થાય આ;
નીકર નડે અપાર, ખરેખરૂ કહી દાખું,
મારે અને મરે જાતે, જગતથી જાય આ;
બોલતો કરોને બંધ, પછે ભલે ધાર્યું કરો,
મારે મત એમ આવે, સાચી જાય સા'ય આ;
ભીમ ભણે ભ્રાત ભાખો, દુશ્મિનને હાથ દાખો,
ચાખો સ્વાદ કે ચખાવો, આય તેની વાય આ ! ! ૨૪૮

## યુધિષ્ઠિરવચન.

ધર્મકેરી સૂક્ષ્મગતિ, ધારનાર જાણનાર,
નરમણિ યુધિષ્ઠિર, વિચારતા વારતા;
સુણી ભીમભડ વેણ, શ્વાસ ને નિશ્વાસ નાખી,
કરવા લાગ્યા વિચાર, મન મોહ મારતા;
અરે નૃપ વર્ણધર્મ, શ્રવણ કર્યા મેં જેવા,
તેવા નર સાંભળે સૌ, તેહ ધર્મ ધારતા;
અન્યથા જે સુણે જાણ, ધર્મતત્વે તે અજાણ,
પૂરૂં ન લહે પ્રમાણ, હેલામાંહો હારતા. ૨૪૯
કષ્ટે કરી ના જણાય, સૂક્ષ્મગતિ ધર્મતણી,

---

૨૪૮ સાચી ઈ૦—જો ભીમ જશે તો આ ખરેખરી સાહાય જતી રહેશે ! ચાખો સ્વાદ ઈ૦—અર્થાત્ તમને હું મારૂં છુ તે સહન કરો અથવા દુશ્મનને મારવાની આજ્ઞા આપો.

૨૪૯ યુધિષ્ઠિર વિચાર કરેછે. અરે ઇ૦—નૃપવર્ણ( ક્ષત્રિય જાતિ )ના ધર્મને જેવા સાંભળ્યા છે.

તેહ જાણી કરૂં કેમ, સાહસનું કાર્ય હું;
દઢતામાં મેરૂનગ, હઠી જાય જેની આગે,
કૌરવ એવા કરાળ, શે માનું અનાર્ય હું !
એક ગુરૂકેરા શિષ્ય, કૌરવ ને પાંડવ છે,
ગુરૂ સા'યકારી તેના, માનું મોટા આર્ય હું;
દાનેશ્વરી કર્ણ જેહ, દહે અંગોઅંગ મારાં,
ભીષ્મ કરે તેના પક્ષ, માનું યુધ્ધાચાર્ય હું. ૨૫૦
એક પક્ષો પો'ર એમ, શ્વાસને નિઃશ્વાસ નાખી,
નરેશે કર્યો વિચાર, પછે આમ બોલિયા;
ભીમભડ સાંભળ્ય તું, સાચી વાત કહી દાખું,
વિચારી જો વાર વાર, તોલ અમે તોલિયા;
ભ્રાત ક્ષત્રીધર્મ ખરો, તારા કે'વા પ્રમાણે છે,
કિંતુ કૈં વિચાર કરય, રણે જાય રોળિયા !
ભીષ્માદિક ભડ જેહ, કર્ણાદિક ક્રૂર એહ,
દ્રોણાદિક દઢ તેહ, જમવા શું કોળિયા ? ૨૫૧
ભીમભડ વળી સુણય, ધર્મતત્વ ધારી ધ્યાન,
જે નર સાહસે કરે, પાપ રૂપ કામ છે;
વા કરે તેના આરંભ, તેને દુઃખદાયી તેહ,
કાર્ય નિશ્ચે થાય જાણ, સાક્ષી શુધ્ધ શ્યામ છે;

---

૨૫૦ શે માનું ઇ૦—એવા કરાળ ( ભયંકર ) કૌરવને હું અનાર્ય ( અર્થાત તુચ્છ ) શે માનું ? ન માનવાનું કારણ કહેછેઃ એક ગુરૂકેરા ઇ૦. યુદ્ધાચાર્ય— ( ભીષ્મનું વિશેષણ ) યુદ્ધનો ગુરૂ.

૨૫૧ રણે ઇ૦—શું ભીષ્મ વગેરે રણમાં રોળાયા જશે ? અર્થાત્ તેમની સાથે યુદ્ધ કરતા પહેલાં પૂરો વિચાર કરવો જોઇએ.

કાર્યનો વિચાર કરી, આરંભ કરે પછે જો,
સા'ય પ્રભુ થાય તેમાં, નકી વધે નામ છે;
વાત એ વિચારી જોને, પછે કરવાનું કરજ,
અવિચારે મરે કશું, ફોગટ એ કામ છે. ૨૫૨
બુધ્ધિચપળતા અતિ (છે), તું મારામાં એમ ધારે,
અન્યને ઉવેખે ભ્રાત, એ માહો શુ લાણ્ છે !
બલિષ્ટ તુ માને પોત, શિષ્ટ સરદાર જાણે,
કોઇ નથી મારા જેવો, એવું માન્યે હાણ છે;
યુદ્ધગર્વ અંગ મધ્યે, વાર વાર તું વધારે,
અરિનાં ગણાવું નામ, પૃથ્વીમા પ્રમાણ છે;
ઉત્સાહ ઉત્પન્ન થયો, કાર્ય કરવાનો તને,
કર્યો નહિ તેં વિચાર, વ્યર્થ તારી વાણ છે !! ૨૫૩
ભૂરિશ્રવા શલ્ય અને, જરાસંધ જોધ કા'વે,
જયદ્રથ વળી જોજો, જુધ્ધે આવનાર છે;
અશ્વત્થામા કૃપાચાર્ય, જીતવા પડશે ભ્રાત,
ઉતરે શું આપણથી, કોણ વારનાર છે ?
દ્રોણગુરૂ ધારે અસ્ત્ર, દિવ્યાસ્ત્ર પ્રયોજે પૂરાં,
વારે કોણ તેણી વાર, સર્વે હારનાર છે,
કર્ણે રામસેવા સાધી, અભેદ્યકવચ અંગે,

---

૨૫૨ ધર્મતત્ત્વ—ધર્મ શું છે તેનુ ખરેખરૂં રહસ્ય અર્થાત્ ભીષ્માદિકને કેમ જીતવા તેનો પાકો વિચાર કરીને પછી કામ આરંભવું એવો ધર્મનો તત્વાર્થ છે, અને તું તો એકાએક યુદ્ધ કરવાને તત્પર થયોછું, તે યોગ્ય નથી. ૨૫૩ શિષ્ટ ઇ૦—તું પોતાને શિષ્ટપુરૂષોનો સરદાર જાણેછે.

કેઇ પેર જીતો તેને, હૃદે શા'રનાર છે !! ૨૫૪
દુર્યોધન દુષ્ટ ક્રૂર, જનકને પુર જઈ,
નીલાંબર કને શીખ્યો, ગદાયુધ્ધ ગાજતું;
એક ગુરૂકેરા શિષ્ય, તેમાંય તે વધી પડયો,
વઢે કોણ તેની સંગ ! વિચારીને આજ તું;
લોકને રીઝાવ્યા ઘણા, રાયને મનાવ્યા ઘણા,
રાખી નવ કાંઇ મણા, વેગે આવે વાજ તું !
કળાકુશળ થયો તે, ગયો ગર્વ મારો તદા,
સમજું ન તારા જેવું, મન મારૂં લાજતું !! ૨૫૫
પરશુરામની સંગ, એક રથે બેશી કરી,
રાશ કર ધરી કરી, જુધ્ધે ગયા જેહ છે;
અત્તાવીશ દિન સુધી, સારથિ વિનાના છતાં,
અંતકશુ લડયા ભીષ્મ, જાણ્ય સામા એહ છે;
એક રથે કરી જીત્યા, પરશુધરને પૂરા,
તેની સાથ લઢે કોણ, બ્રહ્મચારી તેહ છે;

---

૨૫૪ શત્રુઓના નામ ગણાવેછે. ભૂરિશ્રવા ઇ૦. પ્રયોજે—યોજના કરે—મૂકે રામસેવા— પરશુરામની સેવા. અર્થાત્ પરશુરામ પાસેથી તેણે વિદ્યા મેળવીછે અભેદ—ન તૂટે એવું.

૨૫૫ યુધિષ્ઠિર ભીમને કહે છે દુર્યોધન ઈ૦ જનકને પુર—મિથિલા નગરીમાં. નીલામ્બર—બળરામ. એક ઇ૦—તું પણ બળરામનો શિષ્ય છે અને તે પણ તેનોજ શિષ્ય છે, એમ છતાં તેમાંય (ગદાયુદ્ધમા પણ) તે વધી પડયો—વધારે કુશળ થઇ ગયો ! વઢે— વઢી શકે. વેગે ઇ૦—તુ તો અમથો વેગથી વાજ આવે છે ! કળાકુશળ ઈ૦—જ્યારે તે (દુર્યોધન) યુદ્ધ વગેરેની કળામા કુશળ થયો, તદા (ત્યારથી) મારો ગર્વ ગયો તુ દુર્યોધનને જીતવાની આશા રાખે છે તે કેવળ તારી એકલી છે, એ ધ્વનિ

કાશીપુર મધ્ય ગયા, ભ્રાત કાજે જીત્યા ભૂર,
સર્વ પૃથ્વીપતિ નમ્યા, મોટા એવા મેહ છે. ૨૫૬
વળી આપણે જે જીત્યા, યુદ્ધબળે કરી રાય,
તેહ સહુ એના થશે, સન્માન કરે ઘણું;
ભીષ્મ દ્રોણ કૃપાચાર્ય, દ્વય ચક્ષે જોનારા છે!
તોયપણ તેના થશે, વધ્યુ વીર્ય બમણું;
ખાયછે તે તેનુ અન્ન, માટે સા'યકારી થશે!
જુધ્ધે કોણ તેશું જશે, કૃષ્ણ વિનાના ગણું;
દિવ્યાસ્ત્રના ધારનાર, નૈ'ષ્ટિક બ્રહ્મચારી,
એવા સાથે કરો કશું ? જાણ્યુ બળ જેતણું !! ૨૫૭

---

૨૫૬ ભીષ્મ પણ જીતાય એવા નથી તે કહે છેઃ પરશુરામની ઇ૦. પરશુરામની સંગ—પરશુરામની સામે. એક—એકલા—સૈન્ય વિનાના રાશ ઇ૦—( અર્થાત્ સારથિ વિનાના હોવાથી ). અતકશુ—કાળ સાથે (પરશુરામ ક્ષત્રિયનો અંત કરનાર હોવાથી વળી બીજા કરતા તે વધારે બળવાન છે તેનું કારણ કહે છેઃ બ્રહ્મચારી ઇ૦. કાશીપુર ઇ૦—પોતાના ભાઇઓને માટે સ્વયંવરની કન્યાઓનું હરણ કરવા તે કાશીપુરમા ગયા હતા અને ત્યાં ભ્રાતને કાજે ભૂર( ભૂરિ—ઘણા )ને જીત્યા. મેહ—મેઘ જેવા મહાન્

૨૫૭ દુર્યોધનની સાહાયસંપત્તિ વર્ણે છેઃ વળી ઇ૦ એના થશે તેનુ કારણ કહેછેઃ સન્માન ઇ૦—કેમકે દુર્યોધન તેમનુ ઘણું સન્માન કરેછે. તું કહેશે કે ભીષ્મ વગેરે તો ન્યાય બુદ્ધિવાળા હોવાથી કેવળ દુર્યોધનનોજ પક્ષ ન કરતા આપણો પણ પક્ષ કરશે, તો તેમ નથીઃ ભીષ્મ ઇ૦. દ્વયચક્ષે—બે આંખોએ અર્થાત્ બન્ને પક્ષને સમાન દૃષ્ટિથી વીર્ય—બળ. દુર્યોધનનો પક્ષ શા માટે કરશે તે કહેછે; ખાય છે ઇ૦ તેશું—તેમની સામે અર્થાત્ કૃષ્ણ વિના બીજો કોણ એવો છે કે ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય સાથે યુદ્ધ કરવા જશે ? કરો કશું—શું કરો એમ છે ?

જે જે અંપકારી મળ્યા, તે તે જોરાળા છે લોપ,
દિવ્ય વસ્ત્રવાળા ઘણા, જીતો કેવી પેરથી !
અશ્વના અસ્વારને કેં, પગે ચાલનાર પોંચે !
મોંમાં માય તેવું બોલ્ય, વકર્યો શું વેરથી !
અલ્પમાંહી ઘણું કહ્યું, હાલ સામા થયે હારૂં,
વિચારી જો માટે વાત, કાયે કંપુ ફેરથી;
અરિબલાબલ જાણી, જાવું જુદ્ધ કરવાને,
શાસ્ત્રસંમત એ વાત, શીખ્યો ગુરૂ મોંરથી. ૨૫૮
એવી વાણી ભીમે સુણી, કોપાગ્નિથી કંપ્યો અતિ,
ભીષ્માદિથી ભય થયું ! ગયું સર્વ જવાનું !!
વારૂ નથી વાત ભ્રાત, કઠિન કાંઇ નથી એ,
મર્યાદા માનું છું અગો, થવાનું તે થવાનું !!
જ્યારે ત્રણ બોલે નહિ, કે નવ કો અન્ય બોલે,
ત્યારે ભલે સહે દુઃખ, જંગલની હવાનું !
એમ વદી સ્તબ્ધ થયો, એવે આવ્યા વ્યાસ ત્યાંહી,
નૃપાળે કર્યું પૂજન, ગયું કષ્ટ હવાનું. ૨૫૯

---

૨૫૮ દુર્યોધનના બીજા ગાળકારકનું બળ વર્ણ્યુછે; જે જે ઇ૦. વકર્યો ઇ૦—તું એકલા વેરને સંભારીને શું વકર્યોછે—ફરફરાઇ રહ્યો છે! હાલ—હાલને સમે. અરિબલાબલ—શત્રુનું બળ અને તેની નિર્બળતા. શાસ્ત્રસંમત—રાજનીતિના શાસ્ત્રમાં કબૂલ રાખેલી.

૨૫૯ વારૂ—સારી. ત્રણ—અર્જુન વગેરે બીજા ત્રણ ભાઇ. સ્તબ્ધ—જડજેવો—સ્થિર. હવાનું-ભીમના મનમાં જે વેર રૂપી હવા (નઠારો પવન) લાગ્યો હતો તેનું કષ્ટ ગયું અર્થાત વ્યાસના આવવાથી તેમની વાણી સાંભળવાથી તથા તેમની સલાહ લેવાથી તેમનું દુઃખ નિવૃત્ત થયું.

વ્યાસે મંત્ર અરપીને, પાર્થ પઠાવ્યો પ્રમાણ,
દિવ્યાસ્ત્ર તે શીખી આવ્યો, જીત્યા પે'લા સર્વને;
અક્ષૌહિણી એકાદશ, સંહારી સેના તે બેય,
ભીમાર્જુન ભડ ભ્રાત, પામ્યા રાજ્યપર્વને;
જ્યાં જ્યા ધર્મ ત્યાં ત્યાં જય, જ્યાં જ્યાં કૃષ્ણ ત્યાં કપટ,
જ્યાં જ્યાં ભીમ ત્યાં ત્યાં રૌદ્ર, ગાળી નાખે ગર્વને;
ધન્ય ભીમભડ ધન્ય, રગાયો તું એક રસે,
ખાંને ખ્વાર કર્યા ખેલી, ખીલ્યા ટાળી ખર્વને. ૨૬૦

## વામનનમન.

ધૂર્તવામન કહાવે, કવિ નમન કરેછે,
ભક્ત દમન દમેછે. પ્રસિદ્ધ પુરાણમાં;

---

૨૬૦ હવે કવિ ગ્રંથનો ઉપસહાર કરેછેઃ વ્યાસે ઇ૦ જીત્યા ઇ૦— પછીથી અર્જુને દિવ્યાસ્ત્રના બળથી સર્વને ( કૌરવોના અગ્રસરોને ) પહેલા ( ઉત્તરગોગ્રહમા—વિરાટરાજાની ગાયો પાછી વાળી આણવાને પ્રસગે ) જીત્યા પછી બીજીવાર કોને જીત્યા તે કહેછેઃ અક્ષૌહિણી ઇ૦—ભીમ અને અર્જુને મળીને અગિયાર અક્ષૌહિણી સેના સંહારી( ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડેસ્વાર, અને ૧૦૯૩૫૦ પાયદળ મળીને એક અક્ષૌહિણી કહેવાયછે . આખા મહાભારતનુ તત્વરૂપ સૂત્ર કહેછેઃ જ્યાં જ્યાં ઇ૦—જ્યાં જ્યાં ધર્મ છે ત્યાં ત્યા જય છે ( "यतोधर्म स्ततोजयः" એ વાક્યનો અનુવાદ ) એ વાતનાં દષ્ટાંત કહેછે જ્યાં જ્યા કૃષ્ણ ત્યા ત્યાં કપટ —મતલબ આ છે. જે વસ્તુ જેવી નથી તેને તેવી દેખાડવી, એને કપટ કહેછે. સંસારને તત્વજ્ઞાનીઓ પરમાત્મા રૂપ જુએ છે અને તેનુ ( સંસારનુ) જે રૂપ સામાન્ય જનને દેખાય છે તે રૂપ ( તાત્વિક દષ્ટિએ ) યથાર્થ ન હોવાથી તેને મિથ્યા અથવા કપટ રૂપ કહેછે. કૃષ્ણને કપટ રૂપે વર્ણવવામાં વ્યાસનો તથા આ કવિનો પણ એજ આશય છે, એમ સમજવું કેમકે કૃષ્ણને મહાભારત વગેરેમાં વારવાર પરમાત્મા રૂપેજ વર્ણ્યા છે એક રસે—રૌદ્રરસે એવી — (યુદ્ધ રૂપી ખેલમાં ) ખર્વને—અનત( યોદ્ધાઓ )ને.

કપટી કપટ રૂપ, દાતાર અપટ આલ્યો,
ચતુર ચપટ સુંથ્યો, આવી પડ્યો હાણમાં;
ભાવથી ભજન કરો, સમજી વજન વારૂ,
સંભારો સજ્જન સહુ, પેરથી પ્રમાણમાં;
કવિરાજરાજેશ્વર. કરે કાજ રવિ સમું,
લીધું રાજ્ય બલિતણું, મોઢી પીડા પ્રાણમાં. ૨૬૧
કેઇ પેર વેર વાળ્યું, સ્વાર્થ સ્વય સાધવાને,
વામન આરાધવાને, વા'લે વર્ણન કરૂં;
એક ચિત્તે સુણો સર્વ, વિત્તે વસુંધરા વ્યાપી,
ખચિત ખરેખરૂં છે, બન્યું તેવું ઉચ્ચરૂં;
સુણજો શ્રોતા તમામ, કેઇ પેરે બલિ ઠગ્યો,
હેલામાં મૂકાવી હામ, વામન વા'લે વરૂં;
પ્રભુ પ્રેમ ધરો પૂરો, કવિમણિ સાચાપર,
મે'ર કરી કેર કર્યો, વર્ણવતાં ના ડરૂં. ૨૬૨

---

૨૬૧ કવિ પોતાની પદ્ધતિ પ્રમાણે ગ્રંથને અંતે વિષ્ણુના દશ અવતાર-માંથી વામનને નમસ્કાર કરેછેઃ ધૂર્ત ઈ૦ ભક્ત ઇ૦—એ વામન ભક્તદમન ( ભક્તોને દમનાર ) છે અને તેથી તે દમે છે ( દુઃખ દે છે ), એ વાત પુરાણમા ( ભાગવતાદિકમા ) પ્રસિદ્ધ છે. વામને બલિને કપટથી છળ્યો તે વર્ણું છું ? ચતુર ઈ૦—તે ચતુર રાજાને એવો સુથ્યો કે તે ચપટ થઇ ગયો! સમજી ઈ૦—વામનનું કપટરૂપ વારૂ ( ઠીક ) વજન સમજીને પછી તેનું ભાવથી ભજન કરો ( વક્રોક્તિ ). અર્થાત્ એવા કપટીને તે શું કરવા ભજોછો ? કરે કાજ ઈ૦—તે કવિ રવિસમું કાજ કરે છે—અર્થાત્ વામનના દોષનો પણ પ્રકાશ કરે છે; જેમ, [લીધું ઇ૦—તેણે બલિરાજાનું રાજ્ય કપટથી લીધું તેથી મારા પ્રાણમાં મોઢી પીડા થઈ છે ! ( કેમકે નિરપરાધી, ભક્ત અને દાતાર છતાં તેને વામને છળ્યો એ ઠીક ન કર્યું ! ! )

૨૬૨ કવિ શ્રોતાને વામનનું કપટ વિસ્તારથી કહે છેઃ કેઇ પેર ઈ૦. સ્વય સ્વાર્થે—પોતાનો ( પોતાના પક્ષના દેવોનો ) અર્થ સાધવાને વામને —

પ્રાણધર પ્રાણી સર્વે, સુર ને અસુર કા'વે,
ભૂતદયા ભલી ભાળો, ભાવે ભગવાનમાં ! !
સુર સાચા સગા માની, સોંઢચા સા'ય કરવાને,
માગણનુ રૂપ ધાર્યું, લજ્જા કુળવાનમાં ! !
દબાવવા દાનેશ્વરી, ઉચરિયા વારૂ વેદ,
વાડવે જણાવ્યો વિધિ, ફેલ ફળવાનમાં;
ગુરૂવેણ માન્યું નહિ, કપટ પિછાન્યુ નહિ,
મેલુ જળ છાન્યું નહિ, જામ્યો જગવાનમાં. ૨૬૩
તેડી વા'લે વામનને, દાન દેવા લાગ્યો નૃપ,
વિના વાંકે દ્વિજ કીધો, કાણો કટ વારમાં;

---

કયી રીતે દૈત્યોનું વેર વાળ્યું તે હું વાહાલથી વર્ણુંછું. શામાટે? વામન આરાધવાને—તેને પ્રસન્ન કરવાને. ( હરિનાં ચરિત્ર ગાવાથી તે પ્રસન્ન થાય છે માટે ) વિત્તે ઇ૦—જેણે પોતાના વિત્ત( બળ )થી વસુધરા ( પૃથ્વી ) વ્યાપ્ત કરી. મે'ર ઇ૦—તમે મેહેર ( દયા ) કરીને પછી તેના ઉપર કેર ( જુલમ ) કર્યો !

૨૬૩ વામનની વિષમ દૃષ્ટિ વર્ણુ છે પ્રાણધર ઈ૦ સુર અને અસુર સર્વે પ્રાણને ધારણ કરનારા છે માટે પ્રાણી કહેવાય છે; અને પ્રાણીના પર દયા કરવી તે ભૂતદયા કહેવાય છે એ ભૂતદયા ભગવાનમા કેવી છે તે તમે જુઓ ! ! અર્થાત્ તેણે અસુરોને સહાયા છે તેથી તેનામાં ભૂતદયા નથી, એ ધ્વનિ છે. પક્ષપાત વર્ણું છે. સુર ઈ૦. માગણનુ ઈ૦—જે કુળવાનમાં લજ્જા રૂપ ગણાય એવુ માગણનુ રૂપ તેમણે ધાર્યું. દાનેશ્વરી—બલિરાજા છળ વર્ણું છે ઉચરિયા ઈ૦ વાડવે ઈ૦—વાડવે ( બ્રાહ્મણે—શુક્રાચાર્યે ) બલિને વિધિ જણાવ્યો કે આ ફળવાન( દાનનું ફળ આપનાર વામન )માં ફેલ ( છેતરપડી ) છે. છાન્યુ—ગાળ્યું. જામ્યો ઈ૦—અને જગવાન( જગત્વાળો—વિરાટરૂપ વિષ્ણુ )મા જામ્યો—વિષ્ણુની ભક્તિમા લીન થયો !

તોય રાય ડગ્યો નહિ, ફિતુરથી ફગ્યો નહિ,
જૂલમથી ઝગ્યો નહિ, દાવ શો દાતારમાં ! !
માગ્ય માગ્ય કહ્યું મુખ, ત્રણ ક્રમ માગ્યાં તેણે,
મનાવતાં માન્યું નહિ, માઠું શું મુરારમાં ! !
આપું ત્રણ ક્રમ ભૂમિ, ભાવે ભૂપ વદ્યો જ્યારે,
કીડીનો કુંજર ત્યારે, બન્યો બડી બા'રમાં. ૨૬૪
એક પાદે પૃથ્વી સહુ, ઘટિકામાં ઘેરી લીધી;
બીજે પાદે નભ સર્વ, ઘેરિયું ગુમાનથી;
ત્રીજો પદ ધરૂં ક્યાંહાં, વદ વદ વાર થાય,
વિસ્મય પામ્યો નૃપાળ, ડગ્યો નહિ દાનથી;
એવે પાર્ષદને તેડી, જૂલમી જડી ત્યાં બેડી,
કકળે કેડાવેડી સૌ, વિસ્મય શો વાનથી ! !
આપ્ય આપ્ય વે'લો આપ્ય, વિડારૂં હું વાર થયે,
તદા બલિ બોલ્યો મુખ, જાઉં ભલે જાનથી ! ! ૧૬૫

---

૨૬૪ વિના વાંકે ઇ૦—દાન આપતી વખતે શુક્રાચાર્યે ઝારીના નાળચામાં પેશી પાણી રોકયું ત્યારે તેમાં દર્ભની શળી ખોશીને તેને વામને કાણો કર્યો. ઝગ્યો નહિ—ગુસ્સે ન થયો દાવ ઇ૦—જે દાતારજ છે તેનામા દાવ કરવાપણું શું કરવા હોય ! ! ક્રમ—ડગલા મનાવતા ત્રણ ડગલા માગવાનો ભેદ ન સમજીને વધારે માગવાને સમજાવતાં માઠું ઇ૦—કવિ વક્રોક્તિથી કહેછે કે ત્રણ ડગલા ભૂમિ માગી તેમા વામને શું માઠુ માગ્યુ વારૂ ? અથવા તેથી મુરાર( વામન )માં માઠુ કહેવા જેતુ શુ છે વારં ? કીડીનો કુંજર—અર્થાત્ મોટું વિરાટ રૂપ ધારણ કર્યું.

૨૬૫ પાર્ષદ—વિષ્ણુના દૂત. કકળે ઇ૦—સૌ ( પ્રજા ) કેડાવેડી ( એક એકનું જોઇને ) કકળે છે, ( અને કહે છે કે )આ વાનથી—દેહથી ( હરિ એક પગલાંમાં બધી પૃથ્વી અને બીજામા બધું આકાશ લેઇ લે એમાં )

ત્રીજો પાદ ધરો પ્રભુ, આ મસ્તક મારા પર,
દાખિયો દાનેશ્વરી ત્યાં, કંપે કો' કપટથી ! !
વિંધ્યાવળી વપુ દુઃખ, આક્રોશ કરે અપાર,
દયા નહિ દિલ આણી, ઝાલિયો ઝપટથી;
મારિયો અપાર માર, કિરતાર જુઓ કૂડા,
કવીશ્વર નમે કેમ ! ચેંબિયો ચપટથી !
એક એક રૂપ મધ્યે, કપટતણું કલંક,
કવિમણિ નમે તેને, લુઠતો લપટથી ? ૨૬૬
બલિવર્દ પેર બલિ, નાથીને નચાવ્યો ઘણો,
ભાવિ ભક્ત ભાવ્યો નહિ, સ્વારથી એ સ્વારથી;
રણમલ રીઝયા જ્યારે, પાતળમાં ચાપ્યો ત્યારે,
ખીજતાં ખરાબ કર્યો, પ્રેમી પરમારથી !
વંદો વંદો વામન એ, વા'લ આણી આણી ઉર,
વારૂ વાત નથી કાંઇ, મોટો શેનો મા'રથી !
કવિમણિ કવિ રાજ, નેમધારી નમનારો,
કપટીને નમે તેમા? કૂડો લહ્યો ક્યારથી ! ! ૨૬૭

---

શો વિસ્મય છે ! ! જાઉં ઇ૦—ભલે હું મરૂં તો મરૂં પણ ત્રીજા પગલાની જગો મારા માથાપર આપુ છુ.

૨૬૬ કંપે ઇ૦—કવિ કહેછે કે હે શ્રોતા! કહો, આ વામન કપટથી કંપેછે વારૂ ? વિંધ્યાવળી—બલિ રાજાની સ્ત્રી આક્રોશ—વિલાપ લુઠતો —આળોટતો. કવિમણિ વલ્લભ લપટથી ( ખુશામત કરીને ) લુઠતો ( તેના આગળ આળોટતો આળોટતો ) તેને નમે શું ? અર્થાત્ નજ નમે ! !

૨૬૭ બલિવર્દ—બળદ ભાવિ—ભાવિક. રણમલ્લ—યુધ્ધ કરવામાં મલ્લ જેવા વામન પ્રેમી ઇ૦—( બલિનાં વિશેષણ ) કવિ વક્રોક્તિમા કહે-

માર મારના ઉચ્ચાર, કંપ જંપ ટાળી કર્યો,
વિચાર કર્યાં વારૂ હોય, કપટના કાર્યમાં;
ધારો ધારો ધ્યાન તેનું, ધિઃક ધિઃક ધિઃક લોક,
ફાવતાં જે ફેલ કરે, ખપે પાછો આર્યમાં ! !
માની બાપનું હું બૂડ્યો, અનમી નમ્યો હું શેણે!
કપટપટુ વામન, અરેરે અનાર્યમાં ! !
સમદૃષ્ટિ રાખી હોત, સુર ને અસુર પર,
નમ્યું ખરૂં થાત મારૂં, લેખત આચાર્યમાં ! ! ૨૬૮
ગાડરાંની ગાંઠ્ય પડ્યે, વગોવાયો વાઘ મોટો,
નમન શું વામનને, દાબિયો દાનેશ્વરી ! !
ઘસવી નાખોને નાક, નાકલીટી તાણી તાણી,
સાચું સ્વરૂપ તો આ છે, ધ્યાનમાં જુઓ ધરી;
કપટ ન સાંખો કોનું, ઝપટમાં ઝાલો હાથ,
નફટમાં ખપો નમો, વામણો વા'લે વરી ! !
ધુરંધર કવીશ્વર, કવિરાજ રાજેશ્વર,
વારૂ ન વામનેશ્વર, વલ્લભ કે' ઉચ્ચરી. ૨૬૯

---

છેઃ વંદો ઈ૦. વારૂ ઈ૦—પણ વામને કપટ કર્યું એ વાત કાંઇ વારૂ (ઠીક) નથી, એ મોટા મહારથી શાનો ! કેમ ન નમે તે કહેછેઃ ફૂડો ઇ૦—કેમકે તેને ક્યારથી (ક્યારનોય) ફૂડો લહ્યોછે ! !

૨૬૮ કોઇ કવિને કહેશે કે ત્યારે તમે પ્રથમ કેમ નમ્યા? તેવિષે કહેછેઃ માની ઈ૦. નમ્યો માટે પસ્તાવો કરેછેઃ અનમી ઈ૦. કપટપટુ—કપટ કરવામાં કુશળ અનાર્યમા—અનાર્યમાં ગણાય તેવો.

૨૬૯ ગાડરાં ઈ૦—જેમ કોઈ મોટો વાઘ ગાડરાંની સોબતમાં આવે તો તે પણ તેમની દશાને પામે ! તેમજ હું પણ ગાડરિયા પ્રવાહમાં તણાઇને

## શ્રમસાર્થક.

રસિલો આ રૌદ્રરસ, નસિલો આ કવીશ્વર,
વસિલો આ માને વેરી, તેનો પથ પૂરો આ;
ગર્વ ને ગુમાનવંત, સર્વને જે સ્વલ્પ ગણે,
પર્વને અપર્વ કરે, શિરોમણિ શૂરો આ;
ભગવંત સમ ભણો, કુળવંત કવિસુત,
ગુણવંત ગણો ઘણો, રજ ના અધૂરો આ;
એક સાત સાત એકે, ટેક તોર તર્યો પૂરો,
છેક છત વાધી ગઇ, બોલ નથી બૂરો આ !! ૨૭૦



---

( લોકોને અનુવર્તીને ) વામનને નમ્યો ! પણ ખરૂં પુછો તો, નમન ઇ૦. સાચું સ્વરૂપ ઇ૦—જો ભક્તનું ખરૂં સ્વરૂપ પૂછતા હો તો તે આ છે. તે સાચું સ્વરૂપ કહેછેઃ કપટ ઈ૦. વારૂ ઈ૦—વલ્લભ કહેછે કે તે વામનેશ્વર વારૂ ( ઠીક—સારો ) નથી.

૨૭૦ નસીલો—એકનસિયો—હઠીલો વસિલો ઈ૦—જે વસિલાને વેરી જેવો માને—કોઈનો પક્ષ કરે નહિ. અથવા કોઇના વસિલાની દરકાર ન રાખે પર્વને—અર્થાત્ ઉત્તમને. એક સાત સાત એકે—સંવત ૧૭૭૧માં. છેક છત વાધી ગઇ—ઘણોજ જ્ઞાનવાન બની ગયો !!